## શ્રીમદ્દાચાર્યે ચરણકમલભ્યો નમ:

## શ્રી હરિરાયજી મહાપ્રભુજી ચરણકમલભ્યો નમ:

## જય શ્રી કૃષ્ણ

પુષ્ટિમાર્ગના જહાજએવા શ્રી સુરદાસજી ને પ્રશ્ન પૂછયો કે પુષ્ટિમાર્ગમાં મહુર્ત કેવીરીતે જોવાનું

ત્યારે લખે છે " હરિ મિલે સૌ દિન નિકો, ગુરુ મિલે સહસ્ત્ર દિન નિકો, વૈષ્ણવ મિલે લાખો પાયો, હરિ ગુરુ વૈષ્ણવ મિલે જગ પાયો " તો હરિ ગુરુ વૈષ્ણવ ના દર્શન થાય તેવો ગ્રંથ એટલે પુષ્ટિમાર્ગની બાળપોથી થી માંડીને P.H.D સુધીની સમજ આપે શ્રી હરિરાયજી રચિત ગ્રંથ ૪૧ શિક્ષાપત્ર તેની કેટલીક કણિકા જોઈએ.

આ ગ્રંથ શા માટે રચના થયો? કોના માટે થયો? તે માટે ચર્ચા કરવી નથી.

આ પત્રો 41 છે, દરેક પત્ર એકજ દિવસે લખાયા નથી, દરેક પત્રની શ્લોક સંખ્યા અલગ છે. એક પત્ર ફક્ત પાંચ શ્લોક છે, એક પત્રના પાંત્રીસ શ્લોક છે જ્યારે બીજા પત્રોમાં 24 થી માંડીને 30 સુધી અલગ છે. આમ કુલ સંખ્યા ૬૩૩ છે.

આ પત્રો ૪૧ જ કેમ છે તેનો વિસ્તાર નીચે પ્રમાણે છે.

આ શિક્ષાપત્રની માં ૪૧ નો ભાવ જોઈએ તો એમાંનો ૪ છે એ પુષ્ટિમાર્ગીય અનુઆયીએ માટે આચારણ કરવા યોગ્ય બાબત છે.

૧) અસમર્પિતનો ત્યાગ  ૨) અનન્ય આશ્રય  ૩) ભગવાદિયનો સત્સંગ

૪) પૂર્ણ પુરષોતમ શ્રી પ્રભુના ગુણગાન, આ ચારા કર્તવ્ય સાથે

શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય રાખીએ તો એક નો અંક એટલે શ્રી પ્રભુ. આ ચાર શ્રી મહાપ્રભુજી, શ્રી યમુનાજી, શ્રી ગુંસાઈજી અને શ્રી ઠાકોરજી એકજ સ્વરૂપ જાણવા.

બીજીરીતે જોઈએ તો  ૧) અસમર્પિત  ૨) અન્યાશ્રય  ૩) દુસંગ

૪) અસદલાપ નો ત્યાગ તોજ પરમ તત્વની પ્રાપ્તિ.

ત્રીજી રીતે ચારનો આંક એ ચાર સ્વમાનીજી સહિતના એક શ્રી ઠાકોરજી, આપણાં હૃદયમાં બિરાKJજે.

ચોથી રીત પુષ્ટિમાર્ગના ચાર સોપાન પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા પ્રાપ્ત થતા એક ભગવતપ્રાપ્તિ.

આ ચાર ને એક નો સળવાળો પાંચ, તો પાંચ સ્વરૂપો આપના હૃદયમાં સ્થાપના થાય. તો આવી અનેક રીતે શ્રી હરિરાયજી આપણને પુષ્ટિમાર્ગમાં તંદુરસ્ત બનાવવા શિક્ષાપત્ર ની વિટામિન પીવડાવીને જીવન ગોલ લૌકિક અને અલૌકિક બનાવશે.

તો હવે પછી શિક્ષાપત્ર પ્રમાણે જોઈશું.

# પ્રથમ શિક્ષાપત્ર

પ્રથમ શિક્ષાપત્રમાં ચોવીસ શ્લોકની સંખ્યા છે. આ પ્રથમ શિક્ષાપત્રના ચોવીસ શ્લોકમાં તેર કર્તવ્યનું નિરૂપમ શ્રી હરિરાયજી મહાપ્રભુજી કહે છે. શ્રીમદ ભાગવતમાં સમુદ્રમંથનની કથામાં દેવ અને દાનવો ભેગા થઈને સમુદ્રમંથન કરતા ચૌદ રત્નો બહાર આવે છે. અહીંયા

શ્રી હરિરાયજી ના હૃદયકમલમાંથી પણ ચૌદ રત્નો આવે છે. તેમાં તેર અમોલ રત્નો અને છેલ્લા શ્લોકમાં ચૌદમુ રત્ન ભગવદ્સ્વરૂપની પ્રાપ્તિમાટે નું પગથિયું બતાવે છે. આ તેર અમોલ રત્નો નીચે પ્રમાણે છે.

૧) કર્મ: લૌકિક અને વૈદિક કર્મો તો કરવા પરંતુ તેમાં અહંતા મમતા રાખવી નહીં.

૨) વાણીનો સંયમ: વાણી વિચારપૂર્વક ખપ પૂરતી ઉપયોગ કરવો.

૩) સેવા દ્વારા લીલાભાવના કરવી:  જો સેવા માં પવૃત ન હોઈ તો પ્રભુનો મનમાં લીલા ચિંતન કરવું.

૪)  અનૌસરમાં ભાવભાવના: અનૌસરના સમયમાં ગોપીજનો જેમ વેણુગીત, યુગલગીત દ્વારા વિપ્રયોગનું ચિંતન કરવું.

૫) સેવાકાર્ય: નિરુધ્ધ ચિતથી જાતે સેવા કરવી. સેવા પોતાના દેહથી, દ્રવ્યોથી પ્રભુના સુખ માટે કરવું.

૬) યોગ્યતા: ભાવભાવના યોગ્યતા પ્રમાણે કરવી. હ્રદય શુધ્ધ કરવા આપણી સંપત્તિને શુધ્ધ કરવી. શરીર સેવા કરે તો દૈવી, આળસ કરે તો આસુરી. મન સેવામાં લાગે તો દૈવી નહીતો આસુરી. કૌટુંબીક લોકો સહાય કરે તો દૈવી. દ્રવ્ય સેવામાં વપરાય તો દૈવી, મોજશોખ - પ્રતિષ્ઠામાં વપરાય તો આસુરી. સંપત્તિ શુધ્ધ તો બધું શુધ્ધ તેથી દ્રવ્યની રક્ષા કરવી જેથી સેવામાં ઉપયોગ કરી શકાય, લૌકિક તેમજ વૈદિક માં ઉપયોગ કરવા માટે શ્રી પ્રભુની આજ્ઞા લઈને ખપ પુરતો ઉપયોગ કરવો.

૭) દૈન્ય: શુધ્દ્ધિમાટે દૈન્ય જરૂરી છે. દૈન્યથી પ્રભુ પ્રસન્ન થાય છે. દૈન્યથી સેવાપયોગી દેહ પ્રાપ્ત થાય છે. દૈન્યથી ઈર્ષા રહેતી નથી. જેથી વૈષ્ણવોએ દૈન્યતા રાખવો.

૮) સત્સંગ: ભગવદીયોનો સંગ કરવો. તેમની સાથે લૌકિક વાતો ન કરતાં ભગવદ ચર્ચા કરવી. આ સત્સંગ ફળરૂપ બની શ્રી મહાપ્રભુજી ઉપર દ્રઢ અશક્તિ વધારશે.

૯)  ફળની આકાંક્ષા: વૈષ્ણવે લૌકિક વૈદિક કાર્ય ફળની આકાંક્ષા વગર કરવા. કેવળ શ્રી ઠાકોરજીના સુખ અને દર્શનની જ આકાંક્ષા રાખવી.

૧૦) દ્રઢ આશ્રય: મન વાણી અને કર્મથી શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય રાખવો

૧૧)  વૈષ્ણવો ની સેવા: ભગવદીયો પ્રસન્નતાથી પ્રભુ પ્રસન્ન થાય છે. માટે જેવી શ્રી પ્રભુની સેવા તેવીજ ગુરુદેવની સેવા, તેવી જ રીતે ભાવપૂર્વક વૈષ્ણવોની સેવા કરવી.

૧૨) જ્ઞાનનો અભાવ:  જ્ઞાનનો સબંધ ચીત સાથે છે. જ્યાં સુધી ચીતને જ્ઞાન સાથે જોડી રાખીશું તો ચીતમાં પ્રેમ આવશે નહીં. પ્રેમ વિનાની સેવાથી પ્રભુ સાથે સબંધ જોડાશે નહીં. તેથી જ્ઞાની બનીને પ્રભુની સેવા કરવી નહીં પણ પ્રેમી ભક્ત બનીને સેવામાં જોડવાથી પ્રભુ સાથે સાનુભવ થશે.

૧૩) શ્રી મહાપ્રભુજી, શ્રી ઠાકોરજી અને ભગવદીયોમાં શુધ્ધ ભાવ:

શ્રી મહાપ્રભુજીની કૃપાથી સર્વે સિધ્ધ થાય છે એવો દ્રઢ વિશ્વાસ રાખવો

આ તેર રત્નો યાદ કરીને ચૌદમુ રત્ન એકજ આ સર્વે શ્રી મહાપ્રભુજીની કૃપાથી પ્રાપ્ત થયેલું છે. જે કઇ પ્રાપ્ત થાય છે, પ્રાપ્ત થયેલું અને ભવિષ્યમાં પ્રાપ્ત થશે તે પણ કૃપાનું ફળ માની દ્રઢ આશ્રય રાખવો એજ વૈષ્ણવોનું કર્તવ્ય માનવું.

# શિક્ષાપત્ર બીજું

પ્રથમ શિક્ષાપત્રમાં પુષ્ટિમાર્ગીય જીવોનું કર્તવ્ય ભગવતસ્મરણ અને સેવા બતાવી.

આ બીજા શિક્ષાપત્રનું વિષય છે "સેવ્ય: ભગવત સ્વરૂપ વર્ણન "

આ સેવા અને સ્મરણ કોના કરવા?

કેવા સ્વરૂપની સેવા કરવી?

શ્રી હરિરાજી મહાપ્રભુજી કૃપા કરીને આ બીજા શિક્ષાપત્રમાં જેમની સેવા અને સ્મરણ આપણે કરવું જોઈએ એમનું સ્વરૂપ એમનો શૃંગાર અને એમનો સ્વભાવ અને ચિંતન માટે તે સ્વરૂપની લીલા ભાવનાનું નિરૂપણ કરે છે.

શ્રી હરિરાયચરણ દ્વિતીય શિક્ષાપત્રમાં વીસ શ્લોક આપે છે. અહીંયા શા માટે વીસ શ્લોક છે તો શ્રી ગોપેશ્વરજી આજ્ઞા કરે છે કે આ શિક્ષાપત્રનો હેતુ નિરોધ્દ્ સિધ્ધિ અને પ્રયોતિનો ઉદેશ છે. શ્રી મહાપ્રભુજી નિરોધ લક્ષણ ગ્રંથમાં વીસ શ્લોકથી નિરોધના સ્વરૂપનું વર્ણન છે તેથી અહીંપણ વીસ શ્લોક આપી નિરોધ નું સ્વરૂપ સમજાવવા પ્રયાસ કરેલો છે. હવે વીસ શ્લોક નું પુથ્થકરણ જોઈએ.

પ્રથમ બાર શ્લોકમાં યશોદાજીની ગોદમાં બિરાજતા શ્રી બાલકૃષ્ણજી નાં સ્વરૂપનું વર્ણન કરેલું છે.

શ્રી હરિરાયજી શા માટે બાર શ્લોકથી જ શ્રી બાલકૃષ્ણનાં સ્વરૂપનું વર્ણન કરેછે?

તો તે માટે સમજાવતા કહે છે કે શ્રીમદ્ ભાગવતના બાર સ્કંધ, આ બાર સ્કંધ શ્રી. ગોવર્ધનધરણ ના દ્વાદશ અંગ છે. તેમ આજ દ્વાદશ અંગધારી શ્રી મહાપ્રભુજી છે તેથી શ્રી બાલકૃષ્ણનાં સ્વરૂપ , શ્રુગારનું વર્ણન શ્રી હરિરાયજી બાર શ્લોકથી કરે છે. એટલેકે પ્રથમ શ્લોક થી બારમાં શ્લોક સુધી ષોડશ શ્રુંગારનું વર્ણન છે. શ્રી હરિરાયજીએ મસ્તક ઉપર રહેલા વાંકડિયા ગુચ્છાદાર કેશની વેણી થી શરૂઆત કરીને ચરણના શ્રુંગાર સાથે આપ દિગંબર છે, આપ હંમેશા મુગ્ધ શિરોમણી છે તેમ જણાવે છે.

પછીના છ શ્લોકમાં પ્રભુના અલૌકીક છ ધર્મો જેવાકે એશ્વર્ય, વીર્ય , યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય સાથે આપના સ્વભાવ અને લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. આ છ શ્લોકમાં પ્રભુનું એક વિશેષ સ્વરૂપ બતાવે છે કે પ્રભુ કેવા મુગ્ધશિરોમણિ કોટિકદર્પલાવણ્ય રૂપે દર્શન આપે છે.

છેલ્લા બે શ્લોકમાં શ્રી મહાપ્રભુજીની કૃપાથી આ સ્વરૂપ આપણા ધરે પધારેલા છે તેમની સેવા શુધ્દ્ભાવથી કરવાની અને અનૌસરમાં સ્મરણ કરવાની વાત કહે છે. તેના ફળ સ્વરૂપે નિરોધ્દ્ સિધ્દ્ થતા માનસી સેવા સિધ્દ્ થશે.

# શિક્ષાપત્ર ત્રીજા

ટૂંકમાં આ બીજા શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી શ્રી બાલકૃષ્ણની સેવા અને સ્મરણ ષોડશ શ્રીંગાર અને લીલા સહિત કરવાની આજ્ઞા કરે છે.

આ પ્રમાણે સેવાનો કરવા છતાંય આનંદ આવતો નથી તો તેનું નિરાકરણ શ્રી હરિરાયજી ત્રીજા શિક્ષાપત્રમાં આપે છે.

શ્રી આચાર્યચરણે તેનો જવાબ ભક્તિવર્ધિની ગ્રંથમાં આપેલ છે તેનો વિસ્તાર શ્રી હરિરાયચરણ આ ત્રીજા શિક્ષાપત્રમાં આપે છે. આ પ્રશ્નનો સીધો જવાબ આપે છે દુ:સંગ અને સત્સંગ.

શ્રી હરિરાયચરણ ભગવાદભાવને અગ્નિ સાથે સરખાવે છે. અગ્નિ ઉપર જળ નાખતા અગ્નિ તેનું સામર્થ્ય ગુમાવે છે પણ આ જળને એક પાત્રમાં મૂકીને અગ્નિ ઉપર રાખતા જળ એક ઉષ્મા આપતું બની શુધ્દ્ થશે વધુ મુકીશું તો જળ નાશ થશે અને અગ્નિ કાયમ રહેશે. તો આ અગ્નિ શુ છે? તો આ અગ્નિ એ ભગવદીયોમાં રહેલો ભગવદભાવ છે, દરેક વૈષ્ણવમાં ભગવદભાવ હોઈ છે. પરંતુ આપણે આપણા ભગવદ્ભાવ ઉપર સદાય દુસંગરૂપી જળનો છંટકાવ કરતાં રહીએ છે. આ અગ્નિરૂપી ભગવાદભાવ ઉપર દુ: સંગરૂપી જળ નાખીશું તો ભગવદભાવ નાશ થશે જેમ કે અગ્નિ ઉપર જળ નાખતા અગ્નિ બુઝાઈ જય છે, પરેતું આ ભગવદભાવ જીવંત રાખવો હોય તો સત્સંગરૂપી પાત્રમાં મુકીશું તો દુસંગ નાશ થઈ ભગવદભાવ કાયમી રહેશે. સત્સંગ અને સેવા જેવી હવા લાગતા ભગવદભાવ પ્રજ્વલિત થશે. તો આ સત્સંગ એ પાત્રનું પણ કામ આપશે અને બળતણનું પણ કામ આપશે. જે આપણા ભગવદભાવની સુરક્ષા કરશે.

તો હવે પછી આપણે દુ:સંગ ક્યારે લાગે, સત્સંગ કોનો કરવો, કેવીરીતે કરવો? આ ત્રીજા શિક્ષાપત્ર જોઇ ગયા કે દુસંગ જળ જેવો છે જે આપણો ભગવદ્રૂપી અગ્નિ ઉપર પડશે તો નાશ થશે. પરંતુ જો સત્સંગ રૂપી પાત્રમાં મૂકીને ઉપયોગ કરીશું તે શુધ્દ્ થશે. તો સત્સંગ કોનો કરવો, દુસંગ ક્યારે લાગે તે આપણે ફરી જોઈશું ત્યાંસુધી આ શિક્ષાપત્રનું સ્મરણ કરવું, પણ આપણે દુ: સંગ ત્યજી દઈ આપણે ભગવદભાવની રક્ષા કરવી જોઈએ.

ત્રીજા શિક્ષાપત્રમાં પ્રમાણે જોઈએ.

<u>દુસંગ ક્યારે લાગે</u>

૧) અન્ય સબંધવાળા લોકોનો સંગ.

૨) લૌકિક અશક્તિ ના સંગ માં સમય વ્યતીત કરવો.

૩) શ્રી મહાપ્રભુજીથી વિરુધ્ધ વચનો બોલનારનો સંગ

૪) જેઓ પોતાની અને બહારની ઇન્દ્રિયોમાં આશક્ત રહેતો હોઈ તેવાનો સંગ.

૫) જે વચનોથી સંસારાશક્તિમાં ઉત્સાહિત પ્રેરણા આપતા હોઈ.

<u>સત્સંગ કોનો કરવો ?</u>

૧) શ્રી કૃષ્ણમાં નિરપેક્ષ પ્રીતિનો બોધ કરે

૨) બોધ કરનાર પોતે નિરપેક્ષ હોય,સાત્વિક હોય તેવાનો સત્સંગ સમજવો.

૩) જે શ્રી મહાપ્રભુજી , શ્રી ગુંસાઈજી તેમજ શ્રી વલ્લભવંશજ માં સમાન ભાવ રાખતા હોય તેવા ભગવદીયોનો સંગ કરવો.

૪) શ્રી કૃષ્ણ,શ્રી મહાપ્રભુજી,શ્રી ગુંસાઈજી અને સમગ્ર લીલાપરિકરમાં એકત્વ રાખી, નિત્યલીલાનો અનુસંધાન કરતાં હોય.

સત્સંગ કેવી રીતે કરવો ?

૧) દુસંગની દુષ્ટતા આવે તે પહેલાથી સત્સંગની શરૂઆત કરવી.

૨) શ્રી મહાપ્રભુજી, શ્રી વિઠ્ઠલનાથજી,શ્રી ગોકુલનાથજી ના ગ્રંથ સાથે સત્સંગ અને ચિંતન કરવું.

૩) સત્સંગ નિત્ય અને હંમેશા કરવો.

૪) શ્રીમદ્ ભાગવતનો હંમેશા પાઠ કરવો ચિંતન કરવું.

૫) સત્સંગ ન બને તો સ્મરણ સાથે શ્રી અષ્ટાક્ષર મંત્રનું રટણ અને મનન કરવું.

તો આપણે શ્રી નાથજીનું ધ્યાન કરીને શ્રી અષ્ટાક્ષર મંત્રના રટણ સાથે વિરામ લઈએ.

## <u>શિક્ષાપત્ર ચતુર્થ</u>

હવે આપણે ચોથા શિક્ષાપત્રમાં પ્રવેશ કરીએ. અગાઉના શિક્ષાપત્રમાં દુસંગનો ત્યાગ કરીને ભગવદીયો સાથે સત્સંગ કરવો. હવે ચોથા શિક્ષાપત્રમાં શ્રી હરિરાયપ્રચરણ  પ્રભુના દિવ્ય ધર્મોનું નિરૂપણ કરીને બીજા શિક્ષાપત્રમાં જે સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું હતું એ પ્રભુનું શરણ સ્વીકારવા માટે આપણને શરનાગતિનો ઉપદેશ આપે છે. તૃતીય શિક્ષાપત્ર દ્વારા સત્સંગ કૉનો કરવો દુસંગ  કોને કહેવાય એ વાત વિચારી હવે ચોથા શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ પ્રભુના દિવ્ય ધર્મોનું નિરૂપણ કરે છે. આમ આ શિક્ષપાત્રનો વિષય છે પેઆભુનાં વિરુદ્ધ્ધર્મશ્રયોના જ્ઞાન દ્વારા શરનાગતિનો છે. શ્રી હરિરાયચરણ વેદની શ્રુતિઓ અને ભાગવતના આધારે ભગવતસ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરે છે.

૧) પ્રભુનું સ્વરૂપ પ્રાકૃત નથી, અપાકૃત સદા એકરસ અને અખંડ, કેવળ આનંદમય છે. પ્રભુના સર્વે અંગ આનંદમય છે, કેવળ અલૌકિક આનંદ સિવાય કશુંજ નથી. પ્રભુ સદાય પૂર્ણાંનંદ રસઘન સ્વરૂપ હોવાથી અપાકૃત છે. ૨) પ્રભુનાં  ધર્મો સ્વરૂપથી ભિન્ન નથી, આ ધર્મો બે છે અંતરંગ અને બહિરંગ ધર્મો. બહિરંગ ધર્મોના પાંચ પ્રકાર છે. ૧) કર્તુત્વ ૨) સર્વરૂપત્વ ૩) સર્વધારત્વ ૪)  ન્યાયતવ ૫) વિરુધ્ધ ધર્માશ્રય. અંતરંગ ધર્મોના બે પાંચ પ્રકાર૧) એશ્વર્ય ૨) મર્યાદા, મર્યાદા ભક્તોને એશ્વર્ય ધર્મોનો અનુભવ થાય છે. જયારે માધુર્ય ધર્મોનો અનુભવ થાય છે પુષ્ટિભક્તોને.

આ પ્રકાર વિસ્તારથી જોઈએ પ્રભુની કર્તુત્વ શક્તિ જો માનવમાં જોવા જઇએ તો તે પોતાના ગુણનું દર્શન કરાવીને કર્તુતવ શક્તિ બતાવે છે. ખરેખર તો તે પ્રભુના આ ગુણના પરિણામે કરે છે.

બીજો સ્વરૂપત્વ નો ગુણ પ્રભુ પોતેજ સર્વ પદાર્થોના રૂપ લઈને જગતમાં પધારે છે. એટલે પ્રભુ ગમેતે રૂપથી નામથી જગતમાં ક્રીડા કરે છે.

ત્રીજો ધર્મ છે સર્વાધારક જગતમાં જડ ચેતન દરેકનું પાલન પોષણ રક્ષણ તો પ્રભુજ કરે છે. તે માટે એકબીજાને નિમિત્ત બનાવે છે.

ચોથો ધર્મ છે ન્યાયતવ જગત ના સર્વે અંકુશમાં રાખે છે. જેમકે સમાજનું અહિત કરનારને સજા જયારે યોગ્યતાને કદર કરીને સન્માન થાઈ છે

પાંચમો ધર્મ વિરુદ્ધધર્માંશ્રય પ્રભુ વિરાટ પણ બની શકે છે. અને સામન્ય પણ બને છે.

પ્રભુનો પાંચમો ધર્મ વિરુદ્ધધર્માશ્રય જે અણુમાં અણુ પણ બને છે અને વિરાટ પણ બને છે. જગતમાં રહેતો પત્યેક જીવ ભલે શરણનો દાસ હોય કે ન હોય પણ અનુભવ કરી શકે છે.

આવા સર્વભાવેનસાંથ્યયુક્ત કર્તુ, અકર્તુ,અન્યથા કર્તુ સ્વતંત્ર પ્રભુ કેવળ ભક્તો દ્વારા અનુભવી શકાય તેવા અંતરંગ ધર્મો નિરૂપણ કરે છે. આ અંતરંગ ધર્મો બે છે.

પહેલું એશ્વય,આ એશ્વર્ય દ્વારા પ્રભુ પોતાની પાસે ખેંચે છે.જેવાકે વિવિધ ચમત્કારો દ્વારા ઈશ્વરની પ્રતીતિ દ્વારા દર્શન આપે છે. આ ધર્મો મર્યાદા ભક્તોને ચમત્કાર બતાવે છે. ઘણા પુષ્ટિ ભક્તો પણ મર્યાદા ભક્તો છે જેને શરણે લેવા શ્રી મહાપ્રભુજીએ વિશિષ્ઠ સામર્થ્ય અલોકિક ચમત્કારોના દર્શન બતાવીને શરણે લઈ પુષ્ટિમાં લાવેલા છે. આમ મર્યાદા ભક્તોને પ્રભુ આવા ઐશ્વર્ય ધર્મીને પ્રકટ કરે છે.

વિરુદ્ધધર્માંશ્રય પ્રભુનો અલૌકિક ધર્મ છે,જે જાણવું બહુજ અવશ્યક છે. શ્રી હરિરાયજી મહાપ્રભુજી આ ચોથા શિક્ષાપત્રમાં બાર વિરુદ્ધ ધર્મોનું નિરૂપણ કરે છે . જેનું વર્ણન નીચે પ્રમાણે છે.

૦૧) પ્રભુ બાળક છે છતાં રસિકશીરોમણી છે. જેમકે યશોદા પાસે પાલનમાં ઝૂલે અને ગોપી સાથે રસિકમુગ્ધ લીલા કરે.

૦૨) પ્રભુ પોતાને વશ છે પોતાનું ધાર્યું કરે પરંતુ ગોપીઓ પાસે પરવશ થઈ નાચે છે.૦૩) પ્રભુ નિર્ભય છે છતાં હમેશા ભયભીત છે. એક પૂતનાને મારી શકે છે પરંતુ એક બિલાડીથી ડરે છે.૦૪) પ્રભુ સાપેક્ષ છે છતાં ભક્ત પાસે અપેક્ષા રાખે છે, જેમકે ભક્તને અમુક સામગ્રી આરોગવા માંગવું.૦૫) પ્રભુ આખા જગતના રચયિતા ચતુર શિરોમણી, અને માતા યશોદા પાસે કહે 'માં હું તો નાનો બાળક એવું પરાક્રમ કરી શકું. તેમ મહામુગ્ધ બની જાય.૦૬) પ્રભુ પૂર્ણ બ્રહ્મ સર્વસમર્થ છતાંય કામર્ત છે.

૦૭) આત્મારામ છે છતાં સૌનો સ્નેહ વધારનાર છે.૦૮) દીન ન હોવા છતાં દીન છે.૦૯) સ્વયં પ્રકાશિત છતાં પોતે અપ્રકાશિત રહે.

૧૦) બહાર બિરાજમાન છતાંય અંતઃસ્થિત છે.૧૧) સ્વતંત્ર છે, પરંતુ અસ્વતંત્ર વ્યવહાર કરે. ૧૨) અસમર્થ છે. છતાંય સમર્થ છે.

વ્રજમાં પ્રભુ બાલલીલામાં પણ કિશોરલીલાના દર્શન કરાવે છે અને કિશોરલીલામાં બાલલીલાના દર્શન થાય છે. સ્નેહભાવથી પ્રભુ ગોપીકા પાસે છે,જયારે એશ્ર્વેર્ય ભાવથી સકલ વિશ્વમાં વ્યાપક થઈ રહે છે. આ પ્રભુની વિરુદ્ધ ધર્માર્શ્રયી જાણવાથી વિપરિત ભાવનાનો નાશ થાય છે. આ બે ભાવના નષ્ટ ન થાય તો ભક્તિ બીજ નાશ થાય છે.

પ્રભુની શરણાગતિ: કૃપાળુ કૃષ્ણના પુષ્ટિમાર્ગમાં એવાં વિરુદ્ધ ગુણરૂપ છે. એટલે વિરુદ્ધ ધર્માશ્રયવાળા કૃષ્ણના શરણની ભાવના હ્દયમાં સતત કરવી.આ ભક્તિમાર્ગમાં શરણાગતિ જ સાધન અને ફળ પણ છે. અવતાર દશામાં પ્રત્યક્ષ શરણ છે જયારે અનવતાર દશામાં પરોક્ષ શરણ છે. શ્રી કૃષ્ણના પરોક્ષમાં શ્રી મહાપ્રભુજી. દ્વારા શરણ સિધ્દ થાય છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં અનાવતાર સમયમાં શ્રી મહાપ્રભુજીનાં ગ્રંથો અને ભગવાદીયોના ચરિત્રો દ્વારા શરણ સિધ્દ થાય.

એક પ્રત્યક્ષ શરણ એટલે સેવાનો અવસર અને તેમાં તુલસીજી સમર્પવાથી શરણ સિધ્દ થાય. પરોક્ષ શરણ એટલે અનવસરમાં ભગવદીયો સાથે વિપ્રયોગનું ચિંતન. શરણભાવના સિધ્દ કરવા શ્રી વલ્લભનો આશ્રય અને દુસંગથી દૂર રહેવું. લૌકિક કલેશ કરવો નહીં, સત્સંગનો અભાવ થાય તો પણ નિરાશ થવું નહીં. વૈષ્ણવેતો દૈન્યભાવ રાખી એક શ્રી કૃષ્ણ શરણં મમ: નું સદાય રટણ કરવું. શ્રી કૃષ્ણજ મારી ગતિ છે.

## શિક્ષાપત્ર પાંચમું

ચતુર્થ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી સ્વમાર્ગીય બે સિદ્ધાંત આપ્યા એક પ્રભુના વિરુદ્ધ ધર્માશ્રય પ્રભુની શરણાંગતિનો. પ્રભુના શરણે જવા માટેની શરણાગતિ કેવીરીતે પ્રાપ્ત થાય, કે જીવ પ્રભુને શરણે બ્રહ્મસંબંધની પ્રતિજ્ઞા કરીને પ્રભુનો દાસત્વ સ્વીકારેલ છે. હવે પ્રભુને પ્રાપ્તિ કેમ થાય તે માટે શ્રી હરિરાયચરણ પ્રભુને પ્રાપ્ત કરવા વિરહતાપ જોઈએ, એની ભાવના અને સ્વરૂપ આ પાંચમા શિક્ષાપત્રમાં બતાવે છે.

હરિ ભાવાત્મા છે,તેવી ભાવના સદા વિરહભાવથી કરવી. કૃષ્ણ શ્રી સ્વામિનિજીની કૃપાના નિધીરૂપ છે. જે સદાય તેમના હૃદયમાં વાસ કરે છે. આવા ભાવાત્મક પ્રભુના મુખારવિંદ અગ્નિરૂપે શ્રી આચાર્યજી પ્રગટ થયા છે. જેમને આ ભાવાત્મક પ્રભુ માટે શ્રી વલ્લભે આ પુષ્ટિમાર્ગિય વૈષ્ણવ કરીને વિહારાત્મક પ્રભુ આપણા હૃદયમાં પધરાવી તાપકલેશ નો માર્ગ બતાવ્યો. તો આપણે સદાય વિરહ કરીએ. તો પ્રભુનો વિરહ કેવીરીતે કરવો, એનો માર્ગ અહીં બતાવે છે. વિરહભાવનના માટેનું સાધન દૈન્ય છે. એટલે શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે સેવાના અનૌસરના સમયમાં આપણેથી સેવામાં નથી ત્યારે ભાવાત્મક સદાનંદ શ્રી કૃષ્ણનું સ્મરણ કરી વિરહભાવનાથી ભાવન કરવું. કેવી વિરહભાવના કરવી તે અષ્ટસખાની વાણીમાંથી મળશે. જેવાકે વિરહના પદનું ગાન કરવું. આ વિરહની ભાવના દ્વારા જ હૃદયમાં ભગવાનનું ભાવન કરી શકાય જેનાથી ચિત પ્રભુમાં પરોવી, ચીતની એકાગ્રતા થઈ શકે.

હવે પ્રશ્ન થાય કે વિરહભાવના માટે ક્યુ સાધન જોઈએ? ત્યાં શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે દીનતા દ્વારાજ વિરહની ભાવના કરી શકાય. આવી દીનતા જીવ એટલે કાયરતા, નામર્દાઈ નથી. પરંતુ ધીરજપૂર્વક ત્રણેય પ્રકારના દુઃખ સહન કરવા. આવી દીનતા લાવવા તાપ કલેશ પ્રભુ માટે હોવો જોઈએ.જ્યાં સુધી હૃદયમાં તાપ ભાવ જાગૃત ન થાય ત્યાં સુધી દીનતા આવતી નથી. આ તાપ ભાવ ક્યારે જાગૃત થાય જ્યારે મન, વચન, કર્મથી જીવ શ્રી વલ્લભનાં ચરણમાં સ્નેહ રાખે ત્યારે પ્રભુ

શ્રી વલ્લભ કૃપા કરી દૈન્ય વગેરે સર્વ ધર્મ હૃદયમાં પ્રગટાવે છે. આ માટે શ્રી મહાપ્રભુજીના ચરણમાં દ્રઢ આશક્તિ રાખીએ તો શ્રી મહાપ્રભુજી કૃપા કરીને આપણા હદયમાં તાપ ભાવ પ્રગટ કરીને દિનતાનું દાન કરીને વિરહભાવના પ્રાગટ્ય થાય.

આ માટે શ્રી કૃષ્ણના બે રૂપ છે ૧) ક્રિયાત્મકરૂપે શ્રી દેવકી,વાસુદેવને ત્યાં અને ભાવાત્મકરૂપે શ્રી

તેવી ભાવના સાથે આજના શ્રી નંદયશોદાને ત્યાં. શ્રી કૃષ્ણની સેવા બાલભાવથી કરવી, સ્મરણ કિશોરભાવથી કરવું. રાસલીલા શ્રી ગોવર્ધનનાથજીના સ્વરૂપમાં વિચારવી. પ્રભુનું વિપ્રયોગાત્મક સ્વરૂપ શ્રી સ્વામિનિજીના હદયમાં બિરાજે છે. શ્રી મહાપ્રભુજી શ્રી સ્વામિનિજી સ્વરૂપ છે, માટે શ્રી મહાપ્રભુજીની ઉગ્ર ભાવે ભાવના કરવી.

તાપભાવ દ્વારા પ્રભુએ દ્રૌપદી,ગજેન્દ્ર અને ગોપીજનોને ઉત્તમ દૈન્યનું દાન કરેલું છે. સેવા સમયે તાપભાવના ન કરવી અને અનવસરમાં તાપભાવના કરવી. તાપભાવના સિદ્ધ કરવા શ્રી મહાપ્રભુજીનાં ચરણમાં આશ્રય રાખવો. આ માટે અનવસરમાં શ્રી મહાપ્રભુજીના ગ્રંથોનું સેવન કરવું, ભગવદીયોનો સંગ કરવો. લૌકિક ,વૈદિક કાર્યો કરવા નહીતો અપકીર્તિ થાય જેથી કલેશ થાય અને સંભવિત સેવા અને સ્મરણ પણ નાસ થાય. સર્વદા સર્વાત્મ ભાવે અષ્ટાક્ષર મંત્ર "શ્રી કૃષ્ણઃ શરણં મમ" રટણ કરવું. જેથી હરિ શ્રીકૃષ્ણ પૂર્ણ કરશે.

## શિક્ષાપત્ર છઠ્ઠા

હવે આપણે છઠ્ઠા શિક્ષાપત્ર માં પ્રવેશ કરીએ. આ શિક્ષાપત્રમાં પંદર શ્લોકથી બે વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એક તો જીવનના લૌકિક દુઃખની પરિસ્થિતિમાં ધીરજ રાખવા માટેની શિખામણ આપે છે. પ્રભુની ઈચ્છાથી પ્રભુએ પ્રગટ કરેલી ત્રણ પ્રકારની જીવસૃષ્ટિનું નિરૂપણ કરીને પુષ્ટિજીવનું કર્તવ્ય બતાવે છે.

આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી ભારપૂર્વક સમજાવે છે કે, પ્રભુ સર્વજ્ઞ અને કરુણાનિધિ છે જે જીવનું ઇષ્ટ છે અને કલ્યાણકારી છે તેનુજ પ્રભુ દાન કરશે, આપણું ઇષ્ટ અને અનિષ્ટ શું એનો વિવેક રાખવા એજ આ શિક્ષાપત્ર નો બોધ છે. આ શિક્ષાપત્ર શ્રી હરિરાયજીએ કોઈ પોતાના લૌકીક પ્રશ્ન ની વાત કરતા નથી, આ સમાચાર માટે લખે છે 'શ્રુતિવિષાચિતા' એટલેકે જે જીવ પ્રભુની સેવામાં આગ્રહપૂર્વક તત્પર હોય અને સેવામાં લૌકિક પ્રતિબંધ આવે ત્યારે એ જાણીને દુઃખ અનુભવ થાય તેવો અલૌકિક ક્લેશની વાત શ્રી હરિરાયજી બતાવવા લખું છું એ 'તદર્થમ્' જણાવીને કહે છે તમારા હદયનો કલેશ નિર્મૂળ કરવા માટે લખું છું.

શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે આપણે યશોત્સંગલાલિત શ્રી ઠાકોરજીની સેવામાં છીએ અને જો આપણા મનમાં જો લૌકિક કલેશ હોય તો એ જોઇને પ્રભુ અપ્રસન્ન થઇ જાય. એટલે પુષ્ટિમાર્ગીય ના હદયનો ધર્મ છે કે પ્રભુ પ્રસન્ન થાય માટે કદી લૌકિક કલેશ મનમાં

કરવો નહિ. આપણા પર શ્રી મહાપ્રભુજીની કૃપા થઈ એવું કયારે માનવું? જયારે લૌકિક દુઃખમાં પણ આપણો ધર્મ છૂટે નહિ, આપણો ધર્મ શું? તો આપણો ધર્મ એટલે સેવા અને સ્મરણ. બહાર લૌકિક કલેશ હોય પણ પુષ્ટિમાર્ગીયનું હદય સર્વદા પ્રસન્નચિતથી સેવા સ્મરણ માં લાગી રહે ત્યારે માનવું કે શ્રી મહાપ્રભુજીની કૃપા થઈ છે. માટે હદયમાં શ્રી પ્રભુ સ્મરણરૂપે આપણા હ્દયમાં બિરાજમાન છે, જો લૌકિક કલેશ રહે તો સ્મરણ છૂટી જાય જો સ્મરણ છૂટે તો પ્રભુ હદયમાંથી બહાર પધારી જાય. આ સંજોગોમાં પ્રભુની ઈચ્છા માનીને ધીરજ ધારણ કરવી. પ્રભુ સર્વેશ્વર છે અને કરૂણાસાગર છે. પ્રભુ સર્વેશ્વર હોવાને કારણે લૌકિક જીવોની સર્વે ઈચ્છાઓ પૂર્ણ કરશે. પ્રભુ સમર્થ છે જયારે જીવ અસમર્થ અને જ્ઞાનશુન્ય છે એટલે લૌકિક ક્લેશથી દુઃખી થવાની જરૂર નથી.

આગળ જે શ્રી મહાપ્રભુજીએ પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથમાં ત્રણ પ્રકારના જીવોનું વર્ણન કરેલ છે તે પર શ્રી હરિરાયચરણ પ્રકાશ પાડે છે. અને આપણને યાદી કરે છે કે આ પુષ્ટિમાર્ગીય જીવ પ્રભુના સ્વ એટલેકે શ્રી અંગમાંથી પ્રગટ થયા જીવો છે, જેમને પ્રભુ કૃપા કરીને પોતાના ચરણમાં ખેંચીને એમની પાસે સેવાસમરણ કરાવી, કોઈ અપેક્ષા વિના વરણ કરીને સ્વરૂપાનંદનો રસાનુભવ કરાવશેજ. શ્રી અંગના જીવો પ્રભુના લાડીલા જીવો છે. તેમને લૌકિક, વૈદિક કાર્યો કરવા પણ પરિણામની ચિંતા કરવાની જરૂર નથી. જીવનમાં આવતા અનિષ્ટો દૂર કરવા પુષ્ટિ પુરષોતમ સર્વ સામર્થ્યવાન છે. તેવો વિવેક છોડવો નહીં. આપણે આપણું ઇષ્ટ કે અનિષ્ટ જાણતા નથી જેથી ખોટી માગણી કરવા પ્રાથના કરવી નહિ. પ્રભુ અનિષ્ટ આપશે નહીં અને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવે છે.

છેલ્લે શ્રી હરિરાયચરણ આપણને એકજ બોધ આપે છે ભક્ત સ્વભાવે બાળક જેવો છે તે પોતાનું હિત સમજતો નથી, જયારે પ્રભુ ભક્તનું હિત સમજી વિચારી સુખ દુઃખ આપે છે. ભક્તે સર્વદા શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય રાખી નિત્ય શ્રી કૃષ્ણ: શરણં મમ: નો જપ કરવો.

## <u>શિક્ષાપત્ર સાતમું</u>

આગળ સાતમાં શિક્ષાપત્રમાં જોઇએ તે પહેલા સૌને આજે દેવદીવાળીની શુભેચ્છા. આસો વદ અમાસે આપણે દીપદાન કરીને નવા વર્ષમાં પ્રવેશતા રૂડીપૂર્વક ગોવર્ધનપૂજા કરીને શ્રી ગોવર્ધનનાથજીને વિશેષ અન્નકૂટ આરોગાવ્યો. ઇન્દ્રએ વ્રજ ઉપર કોપાયમાન થઇ નાશ કરવા પ્રયત્ન કર્યો પરંતુ જેમને શ્રી કૃષ્ણનો આશ્રય હોય તેની રક્ષા સદાય  કરે છે. આપણે પણ શ્રી ગોવર્ધનનાથજીના આશ્રયે નવા વર્ષમાં પ્રારંભ કરેલ છે. તેઓની સર્વ પ્રકારે રક્ષણ કરશે. આજે રૂડીરીતે શ્રી પ્રભુનો વિવાહ ઉત્સવ ઉજવી. આજના સત્સંગમાં સાતમું શિક્ષાપત્ર જોઈએ.

આ શિક્ષાપત્રમાં સાત શ્લોક છે. આગળ જોઈ ગયા કે  આપણા જીવનમાં આવતાં દુઃખોના પ્રસંગે પણ મન મક્કમ રાખી મનમાં  શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય રાખી શ્રી કૃષ્ણ: શરણં મમ: સતત રટણ કરવું આ દુઃખોને પણ પ્રભુનો અનુગ્રહ માની સતત સ્મરણમાં મનને જોડેલું રાખવું. હવે અહીંયા શ્રી હરિરાયજી એક અલગ વાત  કહે છે, સર્વ દોષ ને ચિંતા નો ત્યાગ કરીને ભગવદીયો સાથે મળીને સદાય શ્રી ગોકુલાધીશ નું સ્મરણ કરવું. હવે બીજી વાત કહે છે કે લૌકિક અને વૈદિક ના કાર્યોમાં આશક્તિ ભગવદ્ભાવમાં બાધક છે તેથી તેનો ત્યાગ કરવો. ભગવદીયોનું લૌકિક વૈદિક તો પ્રભુજ સિધ્ધ કરે છે. પ્રશ્ન થાય કે શા માટે ભગવદીયો સાથે મળીને સત્સંગ ને સ્મરણ કરવું? તો શ્રી હરિરાયજીએ જણાવ્યું કે ભગવદીયોની કૃપાથી ભગવદ્ વાણી હદયમાં ધારણ કરી શકાય છે.

એટલે આ કાળમાં શ્રી ઠાકોરજીનાં ચરણકમળમાં મનને સ્થાપન કરવું જોઈએમ  તે માટે સેવામાં સાધકતા માટે ગૃહસ્થાશ્રમને સ્વીકારીને વિવાહ કરવા જોઈએ. એટલે ગૃહસ્થાશ્રમ  લૌકિક માટે નહીં પરંતુ ભગવતસેવા માં સહાય થાય. અલૌકિક પ્રભુની સામગ્રીમાં વાસના કરવી  નહિ. મનને ભોગમાં આસક્ત

શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય રાખી શ્રી કૃષ્ણ: શરણં મમ: સતત રટણ કરવું આ દુઃખોને પણ પ્રભુનો અનુગ્રહ માની સતત સ્મરણમાં મનને જોડેલું રાખવું. હવે અહીંયા શ્રી હરિરાયજી એક અલગ વાત  કહે છે, સર્વ દોષ ને ચિંતા નો ત્યાગ કરીને ભગવદીયો સાથે મળીને સદાય શ્રી ગોકુલાધીશ નું સ્મરણ કરવું. હવે બીજી વાત કહે છે કે લૌકિક અને વૈદિક ના કાર્યોમાં આશક્તિ ભગવદ્ભાવમાં બાધક છે તેથી તેનો ત્યાગ કરવો. ભગવદીયોનું લૌકિક વૈદિક તો પ્રભુજ સિધ્ધ કરે છે. પ્રશ્ન થાય કે શા માટે ભગવદીયો સાથે મળીને સત્સંગ ને સ્મરણ કરવું? તો શ્રી હરિરાયજીએ જણાવ્યું કે ભગવદીયોની કૃપાથી ભગવદ્ વાણી હદયમાં ધારણ કરી શકાય છે.

એટલે આ કાળમાં શ્રી ઠાકોરજીનાં ચરણકમળમાં મનને સ્થાપન કરવું જોઈએ તે માટે સેવામાં સાધકતા માટે ગૃહસ્થાશ્રમને સ્વીકારીને વિવાહ કરવા જોઈએ. એટલે ગૃહસ્થાશ્રમ  લૌકિક માટે નહીં પરંતુ ભગવતસેવા માં સહાય થાય. અલૌકિક પ્રભુની સામગ્રીમાં વાસના Lકરવી  નહિ. મનને ભોગમાં આસક્ત કરવી નહી,આપણને કૃપા કરીને વલ્લભીય વૈષ્ણવ બનાવીયા છે આ કલિયુગમાં અનુકૂળ વાતાવરણ છે તો સેવાનો આનંદ લઈને ભૌતિકકો ત્યાગ કરીને અલૌકિક માણી શકાય.

એટલે કે લૌકિક ઇચ્છાઓ ને ભોગ માટે ઉપયોગ ક koરવી નહીં. પરંતુ સેવામાં પરોવાઈ સાધન પણ સેવા અને ફળ પણ mo સેવા છે. જેથી તેનું રક્ષણ કરી ચિતની એકાગ્રતા કેળવી ટકાવી રાખીએ. ભગવદ્દભાવ જ નિધીરૂપ છે. તેની વિરુધ્ધ હોય તો ત્યાગ કરવો.

## શિક્ષાપત્ર આઠમું

આ આઠમાં શિક્ષાપત્રમાં અગિયાર શ્લોક છે. પરંતુ પહેલા આઠ શ્લોક જોઈએ આ આઠ શ્લોકમાં શ્રી હરિરાયજી અન્યશ્રયનો ત્યાગ સમજાવે છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યા એટલે માર્ગની અષ્ટસિધ્ધિ પ્રાપ્ત થઇ ગઇ માટે આઠ શ્લોકમાં પહેલું શું ત્યાગ કરવાં જેવું છે તે બતાવે છે, અને તે છે અન્યાશ્રય. શ્રી મહાપ્રભુજી, શ્રી ગુંસાઈજી અને શ્રી હરિરાયજી આદિની અલૌકિક વાણીમાં કિંમતી રત્નો છે. જેને હંમેશા યાદ રાખવા જેવા હોય છે. શ્રી હરિરાયજી કહે છેકે આ લોક અને પરલોકમાં શ્રી ગોકુલાધીશ જ સર્વસમર્થ છે, સદાય તેમનું ચિંતન કરવું. પ્રભુમાં દ્રઢ વિશ્વાસ રાખવો.

વ્રજાધિપતિના સંગમ માટે આર્તિ એ જ સાધન અને ફળ રહે તે માટે પ્રભુની કૃપા પાત્ર ભક્તોએ સ્થિતિ કરવી જોઈએ. તો આપણું મન પ્રભુસેવા અને સ્મરણમાં નથી લાગતું, એનું મુખ્ય કારણ છે કે આપણામાં અન્યાશ્રય છૂટ્યો નથી. તે માટે શ્રી હરિરાયજી એક મહાન રતન આ શિક્ષાપત્રમાં આપે છે. " અન્યાશ્રયો મહાનેવો બાધકો ભીયતા તત:" એટલે અન્યાશ્રય મહાબાધક છે વૈષ્ણવોએ તેનાથી બીતા રહેવું જોઈએ.  જયારે અન્યાશ્રય થાય તેજ ક્ષણે આપણે શ્રી પ્રભુથી વિમુખ થઈએ છીએ. અન્યાશ્રય નો સીધો સાદો અર્થ એટલે જે આપણું નથી તે બીજાનું તો આપણું શું છે તો શ્રી મહાપ્રભુજી બહુ સ્પષ્ટતાથી કહે છે કે બ્રહ્મસંબંધી વૈષ્ણવ માટે સર્વસ્વ શ્રી યશોદોત્સંગલાલિત શ્રી કૃષ્ણ જ છે તે સિવાય બધુજ અન્ય. આમ અન્યાશ્રયનો ત્યાગ કરી સદાય ભગવદીયો નો સંગ કરવો તેમનામાં સદભાવ રાખવો. જો આવો સંગ ના મળેતો આ મારા સાધનના અભાવે જતું રહેલું છે તેમ સમજી સ્મરણ કરવું.

હવે છેલ્લા ત્રણ શ્લોકમાં સંગ ના મળે તો શુ કરવું તે સમજાવતા કહે છે કે  પ્રભુકૃપા સમજી શ્રી હરિ જ મારું શરણ કરશે તેમ વિચારી આ લોક અને પરલોકમાં નિશ્ચિંતતા રાખવી. જો સદભાગ્યે કદાચિત સંગ મળશે તો ચિત પાછું સેવા સત્સંગમાં લાગી જશે પરંતુ જો અન્યાશ્રય નહિ થાય તો પ્રભુ મેળાપ કરાવશેજ.

## શિક્ષાપત્ર નવમું

માગશર સુદ એકાદશી ગીતા જ્યંતી શ્રીમદ્દ ભગવત ગીતા એ સૌથી મોટું શાસ્ત્ર છે. જેનું પ્રમાણ તો શ્રી મહાપ્રભુજીને જગન્નાથજીએ પણ આપેલું છે. તે શાસ્ત્રનું પ્રાગટ્ય દિવસ આજે છે. શ્રી મહાપ્રભુજીએ આ ગ્રંથને પ્રમાણ ગ્રંથ ગણેલો છે. તો વૈષ્ણવે આજે તો શ્રીમદ્દ ભગવદ્દ ગીતાનું પારાયણ આજેતો કરવું જોઈએ.

હવે આપણે નવમાં શિક્ષાપત્રમાં પ્રવેશ કરીએ.આ નવમાં શિક્ષાપત્રમાં  સૌથી વધુ શ્લોક ૩૫ છે. શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં પ્રેમ, આસક્તિ અને વ્યસનના રૂપનું પૃથક પૃથક નિરુપણ કરે છે. આગળ  શિક્ષાપત્રમાં નિ:સાધન થવાય ત્યારે અનુભવ થાય. નિ:સાધન થવા માટે અન્યાશ્રય નો ત્યાગ અને શ્રી મહાપ્રભુજીમાં ચરણાંવિદમાં  દ્રઢ વિશ્વાસ રાખીને સેવાસ્મરણ કરવા. પ્રભુમાં દ્રઢ આશ્રય કરવાથી પ્રભુ સર્વ મનોરથ પૂર્ણ કરશે. આ નવમાં શિક્ષાપત્રમાં અનન્ય ભક્તના કર્તવ્ય બતાવે છે, આ કર્તવ્ય નિભાવતા પ્રભુના દર્શન કેવા પ્રકારે અનુભવ થાય તે દર્શાવવાનો પ્રયાસ કરેલો છે. પ્રથમ અઢાર શ્લોકમાં  સ્વરૂપાનંદના શૃંગારનું વર્ણન કરેલ છે. અગાઉ બીજા શિક્ષાપત્રમાં બાળસ્વરૂપનું નિરૂપણ પણ અઢાર શ્લોકથી કરવામાં આવેલું,ત્યાં પ્રથમ બાર શ્લોકમાં ભગવદ્દસ્વરૂપનું વર્ણન કરેલું અને છ શ્લોકથી એમના ધર્મો અને લીલાનું વર્ણન કરીને પ્રભુ દિગમ્બર હતા, અહીંયા પણ બાર શ્લોકથી ભગવદ્દસ્વરૂપનું વર્ણન કરીને છ શ્લોકથી કિશોરવયના ધર્મ અને લોલનું વર્ણન કરીને કિશોરસ્વરૂપે પિતામ્બરધારી છે.

શ્રી પ્રભુનું સ્વરૂપ મસ્તકથી શરૂઆત કરે છે. મસ્તક ઉપર મ્યુરપીંછ ધારણ કરેલું છે, વદન ઉપર શ્યામ કેશ ઊડી રહ્યા છે. પછી નેત્ર કમાલની શોભાનું વર્ણન કરે છે, ત્યારબાદ નાસિકા અને કંથાભરણ ઉપર મોતી ની શોભાની અતી સુંદરતા જણાવે છે. ત્યાંથી આગળ વધીને ચિબુકની શોભા સાથે ગળામાં શોભતી સુવર્ણની માળાના દર્શન કરાવે છે, સાથે સાથે મોતીની માળાને તેમાં રહેલો વાઘનખ ઉરપ્રદેશ ઉપર ઝૂલી રહેલો છે. આ સાથે સુવર્ણ અને મોતીની માળા સાથે ગુંજામાળા શુશોભિત થયેલી છે. હવે શ્રી હરિરાયજી હસ્તકમળ અને બાહુ ના આભૂષણ અને તુલસીદલ સાથે વનમાળાથી કટિપ્રદેશની શોભાનું વર્ણન કરે છે.  આગળ જતા હવે નખચંદ્ર

ઉપર શુશોભિત નૂપુર સાથે પીતાંબર અને ઉપવસ્ત્ર ધારણ કરેલા છે. શ્રી પ્રભુ રાસલીલા માટે નૃત્યની છટામાં ચલાયમાન થવાથી કાનના કુંડળ જે મકરાકૃત તે ડૉલી રહેલા છે. ત્યારે પિતામ્બર હવામાં ફરફર થાય છે.આવા રસાત્મક પ્રભુના દર્શન કરવા ભક્તો તડપી રહેલા છે. આ શ્રી પ્રભુ સ્વભક્તો સાથે વીંટળાયેલા રહી વેણુનાદ કરતા ત્રીભંગી સ્વરૂપ ધારણ કરી ગોપીજનોનું ચિતને મોહ પમાડી જડ ચેતનને  મધુધારામાં ભીંજવી વ્રજભૂમિમાં આનંદ લઇ રહેલા દર્શન કરાવે છે.

આ રસાત્મક પ્રભુ ભક્તોને હંમેશા રસાનુભવ કરાવવાજ પ્રગટ થાય અને કદીક વિરહદશા કરાવીને હૃદયમાં બિરાજીને અનેકવિધ લીલાઓ કરે છે.

આ પ્રસંગ સમજવા માટે વ્રજલીલાનો પ્રસંગ જોઇએ તો પ્રભુ અક્રુરજી સાથે વ્રજથી મથુરા પધારી ગયા વ્રજભક્તોને વિરહદશા થઇ પરંતુ તેમના હદયમાંથી તો પ્રભુ નિરંતર વ્રજલીલાનો અનુભવ કરતા રહેલા. આવી દિદક્ષા કેવી રીતે થાય તે માટે ભક્ત ને પ્રભુ માટે પ્રેમભાવ જોઈએ. કેવો પ્રેમભાવ જોઈએ તે શ્લોક ૧૯ થી  ૨૩ શ્લોકમાં જોઈશું.

અગાઉ અઢાર શ્લોકથી શ્રી હરિરાયચરણ શ્રી અંગનું સ્વરૂપવર્ણન કરીને ઓગણીસમાં શ્લોકમાં આજ્ઞા કરી 'દિદેક્ષા' એટલેકે પ્રભુના દર્શન કરવાની ઈચ્છા, ભગવદ્દર્શનની અભીપ્સા હદયમાં સતત રાખવી. જો પ્રભુના દર્શનની સતત ઈચ્છા થાય તો માનવું કે પ્રભુમાં પ્રેમ થવા લાગ્યો છે. જો દર્શનથી ધરાઇ જઈએ તો માનવુ કે હજુ આપણા હદયમાં પ્રેમ પ્રગટ થયો નથી. કુંભનદાસજી ગાય છે " રૂપ દેખત નયના પલક લગે નહીં" આવો ભાવ થાય ત્યારે માનવું કે દિદેક્ષા એટલે કે તાલાવેલી સાચી થઇ છે. પ્રભુમાં પ્રેમ થયો છે કે નહિ એના ચાર લક્ષણ દયારામભાઈ ભક્તિ પોષણ માં બતાવે છે. ૧) દૃગરુચી એટલે દર્શનથી નેત્રમાં  એક અલોકિક આનંદ આવે. ૨) દર્શન ના થાય ત્યારે વારેવારે યાદ આવે.  ૩) દર્શનની અભિલાષા ૪) મનમાં દર્શનનો ઉદ્વેગ તો આ ચાર લક્ષણ જન્મે તો પ્રભુમાં પ્રેમ થયો કહેવાય. પ્રેમ ત્રણ કારણથી થાય ૧) રૂપ ૨) ગુણ ૩) સાધનસપન્ન . હવે શ્રી હરિરાયજી ભક્તિનું વૃક્ષ વૃધ્ધિ થાય ત્યારે પુષ્પ આવે તો આ પુષ્પ એટલે આશક્તિ એ ભક્તિરૂપી વૃક્ષ છે. આશક્તિ થાય ત્લાગે યારે સર્વ કાર્ય અસ્વસ્થ અને જગતની વિસ્મૃતિ થવા લાગે. આશક્તિના પણ દયારામ ત્રણ લક્ષણ બતાવે છે. આધિ,પ્લાપ અને . વ્યાધિ એ આસક્તિનું પ્રથમ લક્ષણ છે, પ્લાપ બીજું લક્ષણ છે,ઉન્માદ એ વ્યસન દશા કહેવાય. વ્યસન દશા એટલે પુષ્પ ખીલવા લાગ્યું હવે ફળ જરૂર આવશે.

અહિયાં શ્રી હરિરાયજી ભક્તિરૂપી ફળનું નિરૂપણ કરે છે.  ત્યાં આજ્ઞા કરે છેકે પ્રભુ માટે પરિતાપ થાય પ્રભુને મેળવવાની ઉત્કટ અભિલાષા જાગે ભગવદ ભક્તને દેહાનુસંધાન ભુલાવે સ્નેહ પ્રેમ સ્મૃતિ કરી, અહંકાર નો નાશ કરી કેવળ શ્રી કૃષ્ણનું સ્મરણ કરાવે. તેનાથી આગળનું એક અવસ્થા તેને તન્મયતા કહેવાય. આ અવસ્થા એટલે મૂઢ અવસ્થા. તો એવું કયારે બને? તેનો અનુભવ શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુંસાઈજીએ ઘણા ભગવદીયોને કરાવેલો છે. તે આજે પણ શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુંસાઈજીની કૃપાથી સુપ્રાપ્ય છે તે માટે પુષ્ટિમાર્ગીય જીવોએ શ્રી મહાપ્રભુજીનાં ચરણાવિંદનો દ્રઢ આશ્રય કરવો જોઈએ. આ આજના સમયમાં સિધ્ધ કરવા શ્રી મહાપ્રભુજીનું ચિંતન કરીને આપશ્રીના વચનામૃત શ્રી ગુરુદેવ પાસેથી શ્રવણ કરી હદયમાં ધારણ કરવા. આ શ્રી મહાપ્રભુજીના સિધ્ધાંત ને સમજીને મન,વચન અને ક્રિયાથી પાલન કરવું જોઈએ. માર્ગમાં નિષ્ઠા રાખવી. આ શ્રી વલ્લભની આજ્ઞાઓ પાળવામાં નિષ્ફળતા અને નિષ્ઠાનો અભાવ આપણને ભગવતપ્રાપ્તિથી દૂર ખેંચી જય છે.શ્રી વલ્લભના સિધ્ધાંતોને સમજવા માટે શ્રી ગુરુદેવની કૃપા જોઈએ. શ્રી આચાર્યજી એ બતાવેલી શ્રી કૃષ્ણ સેવામાં ચિત પરોવાઇને શ્રી કૃષ્ણનું સર્વે રીતે ભજવા. સદાય દુસંગનો ત્યાગ કરીને સત્સંગમાં રહેવું. ભગવદીયોના સંગ માં રહી માર્ગમાં દ્રઢતા રાખી, ગુરુદેવની સેવામાં જોડાઈ શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય કરીને હંમેશા આનંદમાં રહી સદાનંદ શ્રી કૃષ્ણને ભજવા. જેથી ફળ પ્રાપ્તિ થાય.

આજના અગિયારસનો સત્સંગ ફળ પ્રાપ્તિમાટે દાન જેનાથી પુષ્ટિમાર્ગીય રીતે દુઃખ જોવાની દ્રષ્ટિ

આ નવમાં શિક્ષાપત્રમાં પાંત્રીસ શ્લોકો દ્વારા ભગવદ્દભાવની દૃઢતાનું નિરૂપણ કરે છે. માર્ગનિષ્ઠા માટે શ્રી મહાપ્રભુજીના વચનામૃતને સમજવા અને આચરવા. તેમાં જો વિઘ્ન લાવનાર બે બાબતો છે એક અસમર્પિત ભક્ષણ અને બીજું દુસંગ. આ દૂર કરવા પ્રયત્ન કરવો.

અગાઉ નવમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ આપણને સમજાવ્યુંકે સેવાના સમયે શ્રી વૃંદાવનચંદ્રના સુખનો વિચાર કરીને શૃંગાર આદિ કરવા અને અનવસરમાં કિશોરસ્વરૂપનું સ્મરણ ચિંતન કરવું. સેવા ચિત પરોવીને કરવાની અને સ્મરણ એકાગ્ર ચિત્તે ચિત પરોવીને કરતા શ્રી મહાપ્રભુજીની કૃપાથી આપણા હદયમાં જે ભક્તિબીજ પડેલું છે તેને યોગ્ય પોષણ મળશે, આ રીતે પોષણ મળતા અંકુર ફૂટશે તેમાં પ્રેમરૂપી પાન આવતા ધીમે ધીમે આશક્તિ રૂપી ફૂલ ખીલશે. ફૂલ ખીલશે તો તેમાંથી વ્યસનરૂપી ફળ આવશે.

# *શિક્ષાપત્ર દસમું*

*અગાઉ નવમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ આપણને સમજાવ્યુંકે સેવાના સમયે શ્રી વૃંદાવનચંદ્રના સુખનો વિચાર કરીને શૃંગાર આદિ કરવા અને અનવસરમાં કિશોરસ્વરૂપનું સ્મરણ ચિંતન કરવું. સેવા ચિત પરોવીને કરવાની અને સ્મરણ એકાગ્ર ચિત્તે ચિત પરોવીને કરતા શ્રી મહાપ્રભુજીની કૃપાથી આપણા હ્રદયમાં જે ભક્તિબીજ પડેલું છે તેને યોગ્ય પોષણ મળશે, આ રીતે પોષણ મળતા અંકુર ફૂટશે તેમાં પ્રેમરૂપી પાન આવતા ધીમે ધીમે આશક્તિ રૂપી ફૂલ ખીલશે. ફૂલ ખીલશે તો તેમાંથી વ્યસનરૂપી ફળ આવશે.*

*હવે આપણને ભગવદ્ સ્મરણમાં ચિત નહિ થવા માટે આજના સમયમાં ઘણી મુંઝવણ રહે છે તેનો ઉપાય આગળ દસમાં શિક્ષાપત્ર આઠ શ્લોકથી બતાવે છે તે જોઈએ. શ્રી હરિરાયજી જીવોને દુનિયામાં પડતાં અને અનુભવાતા નવ પ્રકારના દુઃખોનું નિરૂપણ કરે છે. આ દુઃખોનું સ્વરૂપ એનું કારણ તથા એના પરિણામ, તેનું ફળ શુ મલશે તેનું અદ્દ્ભૂત નિરૂપણ આ શિક્ષાપત્રમાં કરવામાં આવેલ છે.*

*જયારે લૌકિક બાબતોમાં દુઃખ પડે તેને અહીંયા કલેશ શબ્દથી ઓળખાવે છે, જયારે મનમાં કલેશ હોય ત્યારે હ્રદય અને બુધ્ધિ કોઈ વિચારકરી શકવા યોગ્ય નથી આ કલેશ દુઃખી ને શારીરિક રીતે પણ નુકશાન કરે છે. આ માટે શ્રી હરિરાયજી સમજાવે છે કે જયારે પ્રભુને આનંદનું દાન કરવું હોય ત્યારે પ્રથમ દર્શન માટે તાપ ઉપજાવે છે. પરંતુ જો સંસારમાં સ્નેહ હોય પોતાનો મદ હોય તો સંસારમાં દુઃખ આપી દેહ સબંધી પીડા આપે છે. ભગવદીયોનો સંગ ના રહતો હોય પણ સંસારના સબંધો રહેતા હોય તેવા કુટુંબીજનો, મિત્રો સાથે કલેશ કરાવે છે. વૈદિક ક્રિયામાં અશક્તિ રહતી હોય તો વેદસાધ્ય પીડા આપે છે.*

*આવી આઠ પ્રકારની આર્તિ છે. ૧) લૌકિક આર્તિ ૨) જ્ઞાતિ આર્તિ*

*૩) ધન, શરીર આર્તિ ૪) સગા સબંધી આર્તિ ૫) દેશ આર્તિ ૬) પ્રારબ્ધ આર્તિ ૭) સાધન આર્તિ ૮) વેદ સાધ્ય આર્તિ*

*આ પ્રકારની આર્તિ સદાનંદ પ્રભુ નિજાનંદનું દાન કરવા પ્રભુ દુઃખ આપે છે. આ સંજોગોમાં પ્રભુમાં દ્રઢ વિશ્વાસ રાખી શ્રી મહાપ્રભુજીનાં વચનામૃતમાં વિશ્વાસ રાખી આશ્રય છોડવો નહિ.*

*આમ આ દસમા પત્રમાં દુઃખોને પણ ભગવત્ કૃપા માની સહન કરવા, કારણકે શ્રી હરિ નિજભક્તોનું કદી પણ અહિત કરતા નથી.*

# *શિક્ષાપત્રઅગિયારમું*

*આગળ અગિયારમા શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી મહાપ્રભુજી ભગવદ્ ગુણગાનરૂપી સ્મરણ, દુઃખભાવન, દૈન્ય અને ત્યાગ એ વૈષ્ણવોના ચાર કર્તવ્યો આ શિક્ષાપત્રમાં સમજાવે છે. આ શિક્ષાપત્રમાં છ શ્લોક છે. આ છ શ્લોકમાં છ સીધ્દ્ધાંત બતાવ્યા છે. પ્રથમ સિધ્દ્ધાંતમાં કહે છે કે, આ સર્વ ભાવોને ઉતપન્ન કરવામાં શ્રીમદ્ આચાર્ય ચરણાવિંદ મુખ્ય હેતુરૂપ છે. જેથી આપણું મન તેમાં સ્થિર કરવું. એટલે આપણે શરીર અને મન દ્વારા કરવાના છે. બીજો સીધ્દ્ધાંત હ્રદયમાં એવો નિશ્ચય કરવોકે દ્રઢ આશ્રય કરવાથીજ કૃતાર્થ થવાશે. ત્રીજો સિધ્દ્ધાંત સર્વ લીલાઓ સહિત શ્રી કૃષ્ણનું સ્મરણ કરવું. ચોથો સીધ્દ્ધાંત ગુણગાન, વિપ્રયોગ, દીનતા, ત્યાગ આ ચાર સિધ્દ્ધિની દ્રષ્ટિવારા કાર્ય છે. ગુણગાન દ્વારા વિરહની ભાવના કરવી. આ ચાર સિધ્દ્ધ થાય તો બીજું કાંઈ મેળવવાનું રહેતું નથી. આ ચાર મેળવવા બે બાબતો જરૂરી છે. ૧) શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય ૨) સતત સત્સંગ.*

*છેલ્લે એકજ વાત યાદ રાખવાની છે, સર્વનું મૂળ છે સત્સંગ. એક કવિ લખે છે."સાધનમાં છે કૃષ્ણ સેવા અને સત્સંગ સર્વનું મૂળ છે, દાસનો દાસ કહે છે કે સદાય સત્સંગ મળે"*

# *શિક્ષાપત્ર બારમું*

*આગળ બારમા શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી મહાપ્રભુજી ભગવદ્ સ્મરણ કરતાં શ્રી સ્વામનીજીએ શ્રી ઠાકોરજીની વિરહભાવના કરી વિરહમાં જે શ્રી ઠાકોરજીના સ્વરૂપ, લીલા અને ગુણોનું સ્મરણ કરતા કરતાં જે નામો નું પાન કર્યું એ પાન આ શિક્ષાપત્રનો વિષય છે. આ શિક્ષાપત્રમાં સોળ શ્લોક છે. શા માટે સોળ શ્લોક છે તેનો પણ વિચાર કરીશું?*

*આપણે વિરહભાવના અને વિપ્રયોગભવના સમજવવા જેવો છે. આ બંને શબ્દો સમજવા કઠિન છે પરંતુ સામાન્ય સમજ જોઈએ. વિરહ શબ્દમાં સમાયેલો શબ્દ "રહ" એટલે એકાંત. શ્રી મહાપ્રભુજીનું એક નામ છે "રહઃપ્રિય" એટલે જેઓને એકાંત પ્રિય છે, આ શબ્દને શ્રી હરિરાયજી આગળ " વિ" ઉમેરે છે તેનો અર્થ થાય કે શ્રી પ્રભુ વિના તો જીવન એકાંત છે. આવા વિરહના અનેક પદો આપણા કીર્તન સાહિત્યમાં મળે છે. આ વિરહના ચાર પ્રકાર છે. દેશાંતર વિરહ, વનાંતર વિરહ, પલકાંતર વિરહ અને પત્યક્ષ વિરહ. વિરહના ત્રણ લક્ષણ બતાવેલા છે વ્યાધિ,પ્રલાપ અને ઉન્માદ. આ વિરહની આગળની અવસ્થા તે વિપ્રયોગ. વિપ્રયોગ શબ્દ યોગ ને વિ પ્રત્યય લાગવાથી બને છે. યોગના અનેક પ્રકાર છે, તેનો સાદો અર્થ થાય મિલન આ મિલનના બે પ્રકાર સંયોગ અને વિપ્રયોગ સંયોગમાં પરસ્પર મિલન અને વિપ્રયોગમા પરસ્પર મિલન ના હોય પણ મનનું મિલન હોય એજ વિશેષ આકર્ષણ હોય ચિત તેમાજ ચોંટી જાય તેને વિપ્રયોગ કહેવાય, જેને આતરમિલન પણ કહેવાય.*

*આવા વિરહની ભાવના શ્રીસ્વામનિજી દ્વારા આપણા હૃદયમાં પધરાવવા શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં પ્રથમ શ્લોકમાં આજ્ઞા કરે છે. હવે બીજા શ્લોકથી પંદરમાં શ્લોક સુધી ચૌદ શ્લોકમાં પ્રભુના ચોસઠ નામ દ્વારા શ્રી સ્વામનિજી સ્મરણ કરે છે. હવે પ્રશ્ન થયાકે ચોસથ નામ કેમ? તો વ્રજભક્તોને ચાર યુથ આ ચાર યોથના ચાર સ્વામિનીજી દ્વારા પ્રભુના ષોડશ શૃંગારાત્મક સોળ નામોનું વિરહાત્મક જલ્પન હુઓ છે.એટલે ચાર ને સોળ ગુણતાં ચોસઠ થાય. ષોડશ શૃંગારનો ભાવનો આંક હોવાથી આ શિક્ષાપત્રમાં પણ સોળ શ્લોક છે.*

*સૌ પ્રથમ બીજા શ્લોકમાં શ્રી પ્રભુના પાંચ નામથી સંબોધન છે આ પાંચ સંબોધનથી પાંચ લીલા અને પાંચ પ્રાણ દ્વારા વિનંતી કરેછે કે દર્શન આપો. ત્રીજા શ્લોકમાં પ્રભુને દર્શન આપવા પ્રાથના કરે છે. ચોથા શ્લોકમાં પાંચ નામથી સંબોધન કરીને પ્રભુને આનંદ સ્વરૂપ હોવાથી ભક્તો ઉપર સદાય આનંદમાં બિરાજો છો. આ બીજા ત્રીજા અને ચોથા શ્લોકમાં સોળ નામથી એક સ્વામિનીજીનું જૂથ પ્રભુને દર્શન આપવા વિનવે છે.પાંચમા શ્લોકમાં પ્રભુને કામદેવના કામદેવને પતિ રૂપે વિનવે છે. Ju છઠ્ઠા શ્લોકમાં પ્રભુના સ્વરૂપથી વર્ણન કરે છે સાતમાં શ્લોકમાં પ્રભુ ભક્તના ભાવ અને મનોરથ પૂર્ણ કરનારા તે સ્વરૂપે દર્શન આપવા વિનંતી કરે છે. હવે આઠમાં શ્લોકમાં પ્રભુના બાલલીલાનું સ્મરણ કરાવીને બાલલીલા ના નામોથી પોકારે છે. નવમાં શ્લોકમાં ચાર પદથી પ્રભુના મુખારવિંદના શૃંગારની શોભાથી દર્શન ની ભાવના કરે છે. દસમાં શ્લોકમાં પ્રભુના ચરણાવિંદથી દર્શન માટે વિનવે છે. અગિયારમાં શ્લોકમાં હૃદયકમલની શોભથી દર્શન આપો કહે છે. બારમાં શ્લોકમાં ચાર નામથી પ્રભુના ગુણનું વર્ણન કરીને દિનતાના નાથ છો તેવા સર્વ સામ્થ્યૅથી*

*વ્રજરાજ કુમારથી દર્શન આપો.આ બાર શ્લોકથી પચાસ નામોથી શ્રી સ્વામિનીજીએ પ્રભુની સંયોગ અને સંયોગ શૃંગારનું ચિંતન કરીને દર્શન આપવા વિનવે છે. હવેના ત્રણ શ્લોક દ્વારા ચૌદ નામથી શૃંગારના ઉતરદલ એવા વિપ્રયોગ દ્વારા પ્રભુના વિરહ કરતાં દર્શન આપવા વિનંતી કરે છે. જેથી તેરમાં શ્લોકથી વિરહનો પ્રારંભ કરતા દરેક પેડ આગળ 'હા' ' હા' દ્વારા પ્રગાઢ વિરહને પ્રગટ કરે છે. જેવીરીતે ' હા કૃષ્ણ, હા સદાનંદ ' હવે છેલ્લું નામ છે'હા હા અંધલકુટીપ્રિય ' એટલે જેમ એક અંધ જેને કોઈનો આશ્રય ન હોય અને આ ભવસાગર તમેજ પાર પાડશો તો અમને આપણું પાન કરાવો.*

*છેલ્લા સોળમા શ્લોકમાં કહે છે કે આ રીતે સ્વામિનીજી હંમેશા જલ્પના કરે છે. તેવી આપણે પણ તેમના ભાવને જાણીને હંમેશા તેવી ભાવના કરવી.*

# ***શિક્ષાપત્ર તેરમું***

*આગળ તેરમાં શિક્ષાપત્રમાં જોઈએ*

*આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી આજના કલીકાળના સમયની બાંધકતા અને તેમાંથી બચવાના ઉપયો સમજાવ્યા છે. આ શિક્ષાપત્રમાં અગિયાર શ્લોક છે.શ્લોક અગિયારજ કેમ તો વિચારકો કહે છે કે આપણી અગિયાર ઇન્દ્રિયોને દસે દિશામાંથી ઘેરાય ને આપણને ભગવદ્ સેવા,સત્સંગ અને સ્મરણથી દૂર લઈ જાય છે. જીવ દ્રષ્ટિ થી બહિર્મુખ થવાથી હૃદય, ચિત,મન,બુધ્ધિ અને અંતઃકરણ પણ બહિર્મુખ થાય છે. તો એમાંથી બચવાના ઉપાયનો વિચાર કરે છે. હવે શ્રી હરિરાયજીચરણ દૈન્ય ભાવે અગાઉ શ્રી સ્વમાનિજીએ એવું જલ્પન કર્યું તેવું જલ્પન થાય અને અમારું મન, ઇન્દ્રિયો ઠેકાણે આવી અમારી બુધ્ધિ અમારા વશમાં થાય તેવો ઉપાય બતાવો. તો શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં તેનો ઉપાય પણ બતાવે છે.*

*હવે પ્રથમ ચાર શ્લોકથી આ કલિકાળ ની પરિસ્થિતિ અને તેનાથી જીવ ઉપરની અસરો બતાવે છે. પ્રથમ કહે છે કે આ કલિકાળ વિકટ છે તેમાં સતપુરુષોની મતિ પણ વિષમ થાય છે. તો કહે છે કે જે ભક્ત શ્રી મહાપ્રભુજીનાં આશ્રય કરનારો છે તેને કાળના કાળ એવા શ્રી*

*પ્રભુ શરણ છે. પછી કહે છે કે આ કાળમાં સેવા સત્સંગ થઈ શકતાં નથી, આશ્રય ભાવના પણ સિદ્ધ થતા નથી જેથી મનમાં ઉદ્વેગ રહે છે. સત્સંગ ન મળવાથી દુસંગ વગર માંગે આવીને વળગે છે આવી સ્થિતિમાં મારી શુ ગતિ થાય? શુ પ્રભુનો ધર્મ છે કે અજગતમાં સઁગ્રહ કરવો ક્રીડા કરવી અને વેડફી નાખવી તેજ લીલા છે? શુ પ્રભુને તેમાં આનંદ આવતો હશે? તો જીવ પ્રભુને વીનતી કરે છે પ્રભુ આપ કેવા છો ? સર્વસામર્થ્યયુક્ત, સર્વત્ર છો આપ અમને બચાવો.*

*આગળ પાંચમા થી સાતમા સુધી ત્રણ શ્લોકમાં પ્રભુના વિસ નામથી દિનતાપૂર્વક સ્મરણ કરે છે. હા નાથ! હા કૃપાનાથ! ગોપીનાથ, દયાનિધિ,વ્રજનાથ રમાનાથ, નિજનાથ, જગતપતે, ગોકુલાધીશ, ગોપેશ, વ્રજાધીશ, વ્રજપ્રિય, વ્રજાનંદ, નિજાનંદ, ગોકુલનંદ , ગોપ્રિય, હા કૃષ્ણ, હા દયાસિંધો, હા રાધવર સુંદર, દયામ્ કુરુ, દયામ કુરુ. આ વિસ નામમાં છ નામ ષદવિધ અલૌકિક ધર્મનું નિરૂપણ કરે છે. તેનાથી જીવ પ્રભુને વિજ્ઞતી કરે છે હે પ્રભુ અમે તો દુષ્ટ છે દોષોથી ભરેલા છીએ. અમે નિસાધન છીએ અમે અજ્ઞાની જીવો ઉપર આપ દયા કરો આપ અમારા સ્વામી છો. આપે અમારો હાથ પકડ્યો છે અમે આપના છીએ.*

*આગળ શ્રી હરિરાયજી સમજાવે છે કે પ્રભુ પાસે દીનતા કરીને પ્રભુમાં આપણું ચિતને લગાડવું તો પ્રભુ કૃપા કરીને હૃદયમાં સ્થાપન કરશે તે માટે સર્વદા સત્સંગ કરવો. ભગવાન ભક્તને દુઃખી જોઈ શકતા નથી તેથી ભગવાન કૃપા કરશે પરંતુ આપણે શરણ ભાવ કરવો. છેલ્લા બે શ્લોકમાં એજ આજ્ઞા કરે છે કે પ્રભુની શરણ ભાવના કરી દ્રઢતા રાખવી. પ્રભુ આનંદ સ્વરૂપ છે તેમનો આશ્રય કરીને રહે તેવા જીવનો આશ્રયરૂપ એ નંદ દાતા છો. આવા કૃષ્ણ એજ મારુ શરણ છે. આજ કળિયુગને જીતવાનો અને ભવસાગર તરવાનો ઉપાય શ્રી હરિરાયજીચરણ બતાવે છે.*

## ***<u>શિક્ષાપત્ર ચૌદમું</u>***

*હવે આપણે ચૌદમાં શિક્ષાપત્રમાં જોઇએ આગળ તેરમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી આ કળીકાળના પ્રભાવથી આપણામાં જયારે સેવા અને સત્સંગમાંથી અનુરાગ ઘટતો જોવા મળે છે તો આપણી ગતિ શુ થશે? તેના ઉપાય એકમાત્ર શ્રી કૃષ્ણની શરણાગતિનો મન્ત્ર*

*શ્રી કૃષ્ણ શરણં મમ: હવે આ શિક્ષાપત્રમાં આ કળીકાળ માં શું બાધક છે તે સાત શ્લોક માં સમજાવે છે. આ સાત શ્લોકમાં શ્રી હરિરાયજી અન્યાશ્રય અને અનન્યાશ્રય દ્વારા આપણને ગળી જનાર દુસંગના સ્વરૂપને સુંદર રીતે સમજાવે છે.*

*આ શિક્ષાપત્રની શરૂઆત "શ્રીમદ્ પ્રભુપદયુગલે" થી કરે છે અર્થાત શ્રી ઠાકોરજી, શ્રી મહાપ્રભુજી શ્રી ગુંસાઈજી ના ચરણાવીદ કેવા ચમત્કારિક છે, તેમાં ચિતનું સ્થાપન કરવાથી કેવો ચમત્કારિક અનુગ્રહ થાય છે તે સમજાવે છે. એટલે શ્રી હરિરાયજી આ માર્ગની મુખ્ય ચાવી આપણા ચીતને શ્રી ઠાકોરજીના ચરણાવિંદમાં જોડી દો, ચોંટાડી દો. તેમ કરવાથી પ્રભુનો અનુગ્રહ થતાં તમારા સર્વ મનોરથ સિદ્ધ થશે. બાહ્યરીતે ભલે તમે બહિર્મુખ લાગતાં હોય પણ ચિતતો શ્રી ગુસાઈજીના ચરણાવીદમાં રાખો. આપણી સમક્ષ ઉદાહરણ આવે છે આગ્રાના ગુલાબદાસ, નામ બદલી નાખ્યું પણ ચિત શ્રી ગુંસાઈજીમાં રાખવાથી ઉધ્ધાર કર્યો. એવો દ્રઢ આશ્રય જેને અનન્ય આશ્રય કહેવાય આ વૈષ્ણવનું કર્તવ્ય છે.*

*આપણું ચીત જો અન્યાશ્રય કરીશું તો પ્રભુના ચરણાવિંદમાં ચોટશે નહીં. આ અન્યાશ્રયના પરિણામે પ્રભુ અપ્રસન્ન થવાથી તે ભગવત ભાવમાં બાધ કરનારો છે. યાદ કરો ૮૪ વૈષ્ણવો ની વાર્તામાં દામોદરદાસ સંભરવાળાની પત્નીની વાર્તા. ત્રીજી વાત કહે છે અસત સંગનો ત્યાગ, જે ભગવત ભાવનો નાસ કરનાર છે. જેમ વાઘ દેહધારીનો દુશ્મન છે. તેમ અન્યાશ્રય અને અસત સંગ ભગવત ભાવનું ભક્ષણ કરી જાય છે.*

*શ્રી મહાપ્રભુજી એમ સમજાવે છે કે અસત્સંગ તે દેહધારીનો અડચણરૂપ છે. જયારે તદીય વૈષ્ણવો માટે આ દેહ તદીયત્વ ભાવની દ્રષ્ટિએ ભગવત્સંબંધી છે. આ અન્યાશ્રય અને અસત્સંગ થઈ દૂર રહેવા દેહ, ચિત વગેરેને ભગવત સેવા સિવાય ઇતર રાગો થી સર્વથા ડરતાં રહીને પુષ્ટિ પુરુષોત્તમ પ્રભુમાં નિષ્ઠા રાખી સર્વદા સત્સંગ મેળવવો જોઇએ. આજ આપણાં શ્રી આચાર્યજીના માર્ગમાં સર્વથી ઉત્તમ સાધન છે. આથી શ્રી હરિરાયજી છેલ્લા શ્લોકમાં આજ્ઞા કરે છે કે વાણી, વર્તન કે ક્રિયા દ્વારા પણ અન્યાશ્રય કરવો નહિ. સર્વેનો ત્યાગ કરી સેવા સત્સંગ દ્વારા શ્રી મહાપ્રભુજીનાં ચરણાંવિંદનો દ્રઢ આશ્રય રાખવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય.*

## *શિક્ષાપત્ર પંદરમું*

*આગળ પંદરમાં શિક્ષાપત્રમાં પ્રવેશ કરીએ.આપણે આગળના શિક્ષાપત્રમાં જોઈ ગયા કે વૈષ્ણવે અન્યાશ્રયથી દૂર રહેવું અને ભગવદ્ચરણાવિંદમાં દ્રઢ વિશ્વાસ રાખી આશ્રયમાં રહેવું. ચરણાવિંદથી વિમુખ રહેવાથી દુસંગ લાગશે જયારે ચરણાવિંદની સમીપ રહી અન્યાશ્રયથી દૂર રહેવાથી દુસંગ બાધા કરી શકતો નથી. ટૂંકમાં અન્યાશ્રયથી દુસંગ આવે અને દુસંગથી ભગવદ્ભાવ નાશ પામે છે. આ પંદરમાં શિક્ષાપત્રમાં આઠ શ્લોક છે. આ આઠેય શ્લોક દ્વારા શ્રી હરિરાયજી એકજ વાત બતાવે છે કે સ્મરણ કરો, પ્રભુની લીલાના ચિંતન દ્વારા પ્રભુનું સ્મરણ કરવું જીવનું કર્તવ્ય છે. જેથી શરૂઆત કરે છે કે જે જીવનો શ્રી મહાપ્રભુજી દ્વારા અંગીકાર થયો છે તેમને લેશમાત્ર ચિંતા રાખ્યાંવિના સદાનંદ પ્રભુનું સ્મરણ કરવું. શ્રી મહાપ્રભુજી પણ ચતુ:શ્લોકીમાં સમજાવે છે કે "સ્મરણ ભજનં ચાંપી ન ત્યાજ્યં ઈતી મે મતી:|" એટલે સ્મરણનો ઉચ્ચ ઉપદેશ આપ્યો છે. જે જીવોને અંગીકાર કરેલા છે તેઓને વિપ્રયોગ થવાથી પ્રભુ પણ પ્રગટ થાય છે જયારે સતત સ્મરણ થવાથી સ્મરણ એ મનનો સ્વભાવ બની જાય છે. આ સ્મરણ અલૌકિક બાબતોમાં અટવાઈ જાય ત્યારે લૌકિક બાબતોનું મનમાં જ મરણ થાય છે. પરંતુ જો લૌકિક બાબતોના સ્મરણમાં મન અટવાઈ જાય તો અલૌકિક બાબતોનું મનમાં જ મરણ થવાથી પ્રભુ અંતરધ્યાન થઈ જાય છે. શ્રી કૃષ્ણ આપણા સર્વસ્વ છે જેથી તેમની વિવિધ લીલાની સ્મૃતિ સર્વદા કરવી. આમ કરવાથી જે પ્રભુ પરમ દયાના સાગર દામોદર દયાળુ પ્રભુ છે તે ભક્તોના હૃદયમાં સદાય વાસ કરેલા હોય છે. આ પ્રભુ જીવનાં વિષયોનો નાસ કરી દે છે, જેથી દરેક પુષ્ટિમાર્ગીય જીવે દયાળુ પ્રભુનું સદા સ્મરણ કરવું.*

*આ તેજ પ્રભુ કે જે ગોપીજનના પ્રાણપ્રિય છે.એ પ્રાણપ્રિય પ્રભુ અનેક લીલાઓ કરે છે જે ગોપનીય રાખે છે તેનું સ્મરણ કરવું. જેવીરીતે પ્રભુનો પરમ મિત્ર ભક્ત એવો ઉદ્ભવજીને ગોપીકાનો ગુપ્ત ભાવ સમજમાં આવતો નહોતો, પરંતુ ગોપીકા દ્વારા એ સ્વારૂપનો બોધ કરતાં ઉદ્ભવજી જેવાં ભક્તો પણ ગોપીકાના ભાવનું સ્મરણ કરવા લાગ્યા. તેમ આપણે સ્મરણ કરવું. શ્રી પ્રભુ પોતાનું મહાત્મય પ્રગટ કરવા સ્વયં શ્રી વલ્લભ સ્વરૂપે પ્રગટ થયા છે તે સ્મરણ કરવું. શ્રી વલ્લભાચાર્યજીના સ્મરણ માત્રથી સંસાર આર્તિ નાશ પામશે. માટે સર્વદા તેમનું સ્મરણ ચિંતન કરવું.*

*ભગવદ્ વિષયમાં ચિત રહે તે ચિંતન, આ ચિંતન માટે ભગવદ્ ગુણગાનનું શ્રવણ અને કીર્તન આવશ્યક છે. સ્મરણ શ્રધ્દ્ધા અને વિશુધ્ધ બુધ્દ્ધિપૂર્વક કરવું. આપણેને શ્રી ગુંસાઈજી મહારાજ સર્વોત્તમ સ્તોત્રમાં છેલ્લી પંક્તિમાં આજ્ઞા કરે છે"શ્રધ્દ્ધાવિશુધ્દ્ધબુધ્દ્ધિયે: પઠત્યનુંદીનં જન:" અને આ સ્મરણ સતત આનંદપૂર્વક કરવું. આ સ્મરણ અષ્ટસખાની વાણી દ્વારા કે શ્રી મહાપ્રભુજીના સ્તોત્રદ્વારા અને કશું ના બને તો સતત અષ્ટાક્ષરના મંત્ર રટણ દ્વારા કરવું તેજ શ્રી હરિરાયજી મહાપ્રભુજીની વાણી છે. આ કળી કાળમાં તો હાલનો સમય તો ઘણોજ અનુકૂળ કરેલો છે હવે પંદર દિવસ બાદ શ્રી વલ્લભાચાર્યજી નો પ્રાગટ્ય દિવસ આવે છે. લૌકિક કામકાજ કરવા જવાનું નથી એકાંત છે તો શા માટે આજથી આવતી એકાદશી પૂર્ણ પુરુસોત્તમ અગ્નિ સ્વરૂપ પ્રગટ થયેલા શ્રી વલ્લભ પ્રભુના ચરણાવિંદમાં દ્રઢ વિશ્વાસ વધે તે માટે દરરોજ બે થી વધુ શ્રી સર્વોત્તમ સ્તોત્ર નો પાઠ કરીએ ચિંતન કરીએ જેથી હાલમાં ચાલતી મહામારી ના વાતાવરણ થી આપણી જાત દુર થશે અને સર્વે પુષ્ટિમાર્ગીય વષ્ણવો કરશે તો સમાજ દેશ વિદેશમાં પણ દૂર થશે.*

## *શિક્ષાપત્ર સોળમું*

*અગાઉ પંદરમાં શિક્ષાપત્રમાં સ્મરણ અને ચિંતન કરવાનું સમજાવે છે. પરંતુ અમારું મન આ કલિકાળમાં લૌકિક બાબતોના સમાચારથી સતત ચિંતા અને મૂઝાતા રહીએ છીએ આ પરિસ્થિતિમાં મનમાં પ્રયત્નપૂર્વક પણ સ્મરણ બની આવતું નથી તો શું કરવું જોઈએ? એનો જવાબ પણ શ્રી હરિરાયજી પાસેથી મેળવીએ તો કોઈ સમાધાન મળશે. તો તે સમજાવવા શ્રી હરિરાયજી સોળમા શિક્ષાપત્ર આપણી સમક્ષ રજૂ કરે છે. ચિંતા નિવૃત્તિનો પુષ્ટિમાર્ગીય વષ્ણવોને ઉપાય આ શિક્ષાપત્રના પ્રથમ બે શ્લોકમાં આપે છે. શ્રી યશોદાજીના પ્રિય શ્રી નંદકુમાર જે વ્રજના અધિપતિ છે તેજ શ્રી આચાર્યજીના ભાવથી વષ્ણવોના હૃદયમાં બિરાજેલા છે,તે જ પ્રભુ સ્મરણ કરવા યોગ્ય છે, તે જ શ્રી પ્રભુની યથાશક્તિ સેવા કરવી. વધુમાં તાદશી વષ્ણવોના સંગમાં સર્વથા ગુણગાન કરવા.*

*આ બે શ્લોકમાં શ્રી હરિરાયચરણ પ્રભુ એટલે કેવા સ્વરૂપતથી સ્મરણ અને સેવા કરવી તો એકજ શબ્દથી સમજાવે છે "સ્વચાર્યભાવિત" એટલે કે જે શ્રી આચાર્યચરણના ભાવથી ભાવીત છે. તેમની કૃપાથી આપણાં ઘરમાં બિરાજે છે. શ્રી આચાર્યચરણની આજ્ઞા અનુસાર સેવા કરો તેજ આપણાં સેવાના સમયબાદ આપણાં હૃદયમાં બિરાજે છે તેનું સ્મરણ કરો. આવા વૈષ્ણવો છે કે જેઓ*

પણ શ્રી આચાર્યચરણની આજ્ઞાઅનુસાર રહીને સેવા,સ્મરણ કરે છે તેમની સાથે શ્રી પ્રભુના ગુણગાન કરો. ટૂંકમાં આ બે શ્લોકમાંજ શ્રી હરિરાયજી સઘળું સમજાવી દે છે. શ્રી હરિરાયજી ભક્ત કેવો હોવો જોઈએ તે બતાવતા કહે છે કે પ્રભુ કૃપાસગર છે તે ભક્તના ગુણ કે દોષ જોતાનથી જે ભક્ત પભુનો થયો તેનું સર્વ રીતે સંભાળ લે છે. આપણો સ્વભાવ સત્સંગથી દૂર ભાગવું અને અસત્સંગના વિષયોમાં આવેશ થવાથી આપણી મતિ ભ્રમિત થયેલી છે. તો શુ કરવું? હે પ્રભુ અમારી મતિ ભ્રષ્ટ થઇ છે કેવળ લૌકિકમાં રહેવાથી હદયમાં ભય રહે છે. પ્રભુ અમારી ગતિ કેમ કરશે? તેવો પ્રશ્ન શ્રી હરિરાયજી પૂછે છે, ખરેખર તો આ આપણો પ્રશ્ન છે પરંતુ દીનતાસાગર આપણા ઉપર દયા રાખી પોતેજ દોષ સખીને ઉત્તર આપે છે હે વૈષ્ણવ તું ચિંતા છોડી દે આ કારણથીજ શ્રી પ્રભુએ શ્રી વલ્લભ સ્વરૂપે પ્રગટ થયા છે તેમને બતાવેલા માર્ગે સેવા અને સ્મરણ કરી શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી ના ચરણનો દ્રઢ આશ્રય રાખો તો આ કલિકાળ બાધા નહિ કરે. આમ શ્રી હરિરાયચરણ આ શિક્ષાપત્રમાં આપણને શિખામણ આપવા ખુબજ સુંદર રીતે દીનતા પ્રગટ કરે છે.

## શિક્ષાપત્ર સત્તરમું

હવે આપણે સત્તરમાં શિક્ષાપત્રમાં પ્રવેશ કરીએ તે પહેલા અગાઉ કરેલી આજ્ઞાનું પુનરાવર્તન કરીએ કારણકે હમણાંજ શ્રી મહાપ્રભુજીનો પ્રાગટ્ય દિવસ આવ્યો ચાલુવર્ષે એક રુડી રીતે ઉજવ્યો. તે રીત એટલે વૈષ્ણવોના હદયમાં બિરાજતા શ્રી મહાપ્રભુજીનાં ભાવથી ભાવીત એવા શ્રી કૃષ્ણની યથાશક્તિ સેવા સ્મરણ કરવાનો અવસર પ્રાપ્ત થયો. આવા અવસરથી આપણી લૌકિક અને અલૌકિક ચિંતા શ્રી આચાર્યચરણના ચરણકમલના આશ્રયથી સદાને માટે નિવૃત થઈ હશે. તેમાંય પ્રતિબંધ કરનાર કેટલીક બાબતો આ શિક્ષાપત્રમાં સમજાવે છે.તે સમજવાથી પુષ્ટિમાર્ગીય પ્રકારે જીવન જીવવાનું કાર્ય શ્રી મહાપ્રભુજીની કૃપાથી તદ્દન સરળ અને સુશક્ય બનશે. પુષ્ટિમાર્ગીય જીવન એ કાંઈ જુદા પ્રકારનું નથી, શ્રી હરિરાયજી મહાપ્રભુજી સતરમાં શિક્ષાપત્રમાં તેર દ્વારા જે આજ્ઞા કરી તે જોઇએ. શ્રી આચાર્યજીએ સર્વેનો ત્યાગ કરવાનું સમજાવ્યું તેમાં ત્યાગના બે ભેદ બતાવ્યા છે.

એક ગૃહ,ધન આદિનો ત્યાગ કરવો.બીજો સર્વે શ્રી કૃષ્ણનું છે, તેનો વિનિયોગ શ્રી કૃષ્ણમાં કરવો. બીજી રીતે બતાવે છે વૈરાગ્યનો અને પરિતોષનો ત્યાગ ન કરવો પણ વિષ્યભોગનો ત્યાગ કરવો. પછી બતાવે છે કે સત્સંગનો ત્યાગ ન કરવો પણ અન્યાશ્રયનો ત્યાગ કરવો.

આમ ત્યાગ અત્યાગના ભેદ સર્વત્ર બતાવ્યા. પરંતુ જીવ પોતાના બળેથી કેવીરીતે પ્રાપ્ત કરે? જો તેમ ના થાય તો જીવની સ્થિતિ શુ થાય? જીવની માર્ગમાં સ્થિતિ ન થાય તો ફળ કેમ પ્રાપ્ત થાય? તેનો ખુલાસો આપતા કહે છે કે જે વસ્તુ અશક્ય હોય તે પણ શ્રી મહાપ્રભુજીના ચરણકમળ નો આશ્રય કરવાથી નિશ્ચયપૂર્વક શક્ય બને છે. આ માટે જીવે કરવાજેવું તો એવું છે કે પોતાનું મન દુસંગના દોષોથી શિથિલ ન થવું જઇએ કાળદોષથી મનમાં અવિશ્વાસ ન આવવો જોઇએ. જો તેમ થાય તો મન નબળું પડે અને અશક્ય બને. શ્રી મહાપ્રભુજીએ વિવેકધયાશ્રયમાં આજ્ઞા કરી છે કે અવિશ્વાસ સર્વથા બાધક છે એટલે પુષ્ટિમાર્ગમાં એવો૭ વિશ્વાસ જ આશ્રયરૂપ છે. તેમાં શંકા કરવી નહીં. તેથીજ શ્રી ગુંસાઈજી મહારાજ સર્વોત્તમ સ્તોત્રમાં શ્રી મહાપ્રભુજીનું એક વિશેષ નામ આપે છે "પુથક્ષરણમાર્ગોપદેષ્ટા " તેમજ શ્રી મહાપ્રભુજીએ કૃષ્ણાશ્રય ગ્રંથ માં જણાવ્યા પ્રમાણે જીવ વિવેકધૈર્ય રહીત છે તેથી "શરણસ્થસમુધ્ધારક"એવાશબ્દથી સ્તુતિ કરી કૃષ્ણ એ જ આશ્રય છે.

તો આ સર્વે કરવા માટે યથાશક્તિ પ્રભુસેવાયુક્ત હોય, તેનાથી વિરુદ્ધ કૃતિઓને દૂર કરી હમેશા વિષયાશક્તિથી દૂર રહી શ્રી આચાર્યજી પ્રત્યે દ્રઢ વિશ્વાસ હોય તેવા ભગવદીયોના સંગ માં રહેવું

### શિક્ષાપત્ર અઢારમું

આગળ સત્તરમાં શિક્ષાપત્રમાં શુ ત્યાગ કરવું અને શુ ત્યાગ નહિ કરવું તે સમજાવ્યું. હવે આ અઢારમાં વિરહ ભાવના કરતા ચિંતા નિવૃત્તિની વાત સમજાવવા સત્તર શ્લોક આપેલા છે.

જેમાં સમજાવે છે કે વૈષ્ણવો એ પેટ ભરવાની ચિંતા માટે ધર્માચરણ કરવાનું નથી. શ્રી મહાપ્રભુજીનાં સિધ્ધાંત સમજીને આપશ્રી ની આજ્ઞાનું સાચા હદયથી પાલન કરવાનું છે.

પ્રથમ શ્લોકમાં કહે છે કે કાળ પોતાનું કામ કરે જાય છે. કાળની ગતિ જીવને ખબર પડતી નથી. પરંતુ જીવ ભગવદ્ કાર્ય-સેવામાં આળસ કરે છે અને લૌકિક કાર્યમાં અતિ ઉત્સાહ બતાવે છે. તો પ્રશ્ન થાય કે જેઓ પ્રભુના શરણે આવેલા તેઓનું શું કૃપાનિધિ પોષણ નહિ

*કરે? એટલે જે ભગવાનના છે તેમને કેવળ ઉદર પરાયણ થઈને રહેવું યોગ્ય નથી. અહીયા શ્રી હરિરાયજી શ્રી મહાપ્રભુજીનાં વચનામૃતના ષોડસ ગ્રંથ નો 'નવરત્ન' માં કરેલો નિર્દેશ કરીને કહે છે કે કોઈ પણ ચિંતા કર્યા વિના પ્રભુના એવા શ્રી મહાપ્રભુજા વચનામૃત ઉપર ચિંતન કરો. શ્રી આચર્યચરણે 'અજ્ઞાનદથવા જ્ઞાનાત' એમ બતાવી અજ્ઞાની અને જ્ઞાની બંનેની કૃતિમાં સમતા નિરૂપિત કરી છે.*

*હવે શ્રી હરિરાયજી આગળ કહે છે કે સાધન વિના જ્ઞાનીને ફળ પ્રાપ્ત થાય નહિ. પરંતુ આ કળીકાળમાં સાધનનો અભાવ છે તો જ્ઞાનીને શું ફળ મળવાનું છે? એટલે ભગવાનની લીલા સિવાયની સૃષ્ટિમાં આનંદનો અભાવ છે. એવું જો નિશ્ચિતપણે થાય તો લૌકિકમાં કલેશ થાય. એમ થતાં ભગવદ્ વિરહ થાય અને હરિની સ્ફૂર્તિ થાય તેમ તેમ પ્રપંચનું વિસ્મરણ કરો અને શ્રી કૃષ્ણને હ્રદયમાં સ્થાપન કરો. આ શ્રી કૃષ્ણ કેવા છે તેનો જવાબ પણ આગળ શ્લોક ૬ થી ૧૦ ૧/૨ માં ભગવદ્ સ્વરૂપના વીસ લક્ષણો બતાવી તેનું ચિંતન કરતાં હ્રદયમાં ધારણ કરવા. હવે આ વીસ લક્ષણો જોઈએ.*

*આ શ્રી કૃષ્ણ ગૂઢ,સદાનંદ,સદા લીલાયુક્ત,રસરૂપ અને સમાન નામવાળા અને ભક્તના ભાવાત્મક છે.શ્રી કૃષ્ણ એ માતા યશોદાના ખોળામાં લાડપૂર્વક ખેલતા મુગ્ધ ભાવોથી ભરેલા. પ્રપંચના વેરી અને ભક્તોના ભક્તિમાં બાધક એવા લૌકિક કારણોનો નાશ કરનારા છે.ભક્તોના કામદિક દોષોને નિવૃત કરીને લૌકિક તેમજ વૈદિક નો ત્યાગ કરાવી વિપ્રયોગની આર્તિ કરે છે. શ્રી પ્રભુ સદાય શ્રી આચાર્યચરણના હ્રદયરૂપી શેષશય્યામાં પોઢી રહ્યા છે, સદાય વ્રજભક્તો સાથે રમણ કરવા તત્પર હોવાથી ભાવરૂપી અનંત સ્વરૂપ ધારણ કરે છે. તેઓ અત્યંત શોભિત છે,જેઓનું વદનકમલ સદા પ્રસન્ન રહીને એમના નયનકમળ કરુણા રસથી નીતરતા હોય છે.આવા શ્રી કૃષ્ણના શિર ઉપર મયૂરપિચ્છનો મુકુટ ધારણ કરીને શૃંગારરસનું રૂપ પ્રગટ કરેલા છે તેવા શ્રી પ્રભુને આપણે હ્રદયમાં ધારણ કરવા.*

*આ ઉપરના છઠ્ઠા શ્લોકથી અહીં સુધીના વર્ણવેલા અનંત ગુણોથી પૂર્ણ એવા શ્રી કૃષ્ણને હધ્યમાં ધારણ કરેલા છે તેને જીવનભર અનુભવવા, જીવે એ પ્રભુની સેવા પોતે જીવે ત્યાં સુધી પોતાનો ધર્મ સમજી કરવી. શ્રી પ્રભુની સેવામાં ભોગ,ફળ કે પ્રતિષ્ઠાની દ્રષ્ટિ રાખવી નહિ. શ્રી પ્રભુની સેવા કેવીરીતે કરવી તો શ્રી હરિરાયચરણ સમજાવેછે કે પોતાની કલ્પિત પ્રકારે નહિ પણ શ્રી આચર્યજીએ બતાવ્યા અનુસાર માર્ગની રીત પ્રમાણે કરવી, તે માટે શ્રીમદ્ આચર્યજી એ જે 'સર્વ નિણર્ય' ગ્રંથમાં નિરૂપણ કરેલ છે તે પ્રકારે કરવી. હવે શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે શ્રીયશોદોત્સંગલલિત શ્રી કૃષ્ણ શ્રી મહાપ્રભુજી,તેમના પુત્ર અને શ્રી સ્વામિનીજી વ્રજભક્તો સહિત આ ચાર તત્વો એકરૂપ સમજવવા. આ ચાર તત્વોમાં તુલના કે ભેદબુધ્દ્વિ કરવાથી ભગવદભાવ નાશ થશે. આ શિખામણ આપી એવું પણ કહે છે કે જો અધિકારી ભગવદ્ ભક્ત આવે અને સમજાવવા કહે તોજ આ પરમ તત્વની ચર્ચા કરવી.*

*છેલ્લે શ્રી હરિરાયચરણ સમજાવે છેકે જો જીવની ભગવત્પરતા આવી રીતે સિધ્દ્ થાય તો દયાળુ પ્રભુ પ્રસન્ન થાય છે. એટલે ટૂંકમાં શ્રી પ્રભુને હ્રદયમાં ધારણ કરીને જીવન પર્યન્ત સેવા અને તદીયજન સાથે ભગવદ્વાર્તા કરવી એજ પુષ્ટિમાર્ગીય જીવનું કર્તવ્ય છે.*

## ***<u>શિક્ષાપત્ર ઓગણીસમું</u>***

*હવે આપણે ઓગણીસમાં શિક્ષાપત્રમાં પવેશ કરીએ. આ શિક્ષાપત્રમાં . અગાઉ વૈષ્ણવી જીવન કેવું હોવું જોઈએ તે સમજાવ્યું. વૈષ્ણવનો માર્ગ બતાવ્યો, છેલ્લે બતાવ્યું કે આ માર્ગના રહસ્ય માર્ગના જિજ્ઞાસાને જ સમજાવવા. હવે આ શિક્ષાપત્રમાં દસ શ્લોકદ્વાર આ માર્ગને કેવી રીતે વર્તમાન સમયમાં અમલમાં લાવી શકાય તેની આજ્ઞા કરે છે. અશિક્ષાપત્રનો મુખ્ય વિષય છે સત્સંગ કોનો કરવો અને અષ્ટાક્ષર મહામંત્ર એજ આશ્રય છે તેનો સતત જાપ કરવો. આ પ્રમાણે સતત શ્રી કૃષ્ણ: શરણં મમ: ઉચ્ચારણ કરવાથી શ્રી મહાપ્રભુજીમાં મન સ્થાપન કરવું.*

*આ શિક્ષાપત્ર શરૂઆત શ્રી હરિરાયજી આજની પરિસ્થિતિ બતાવે છે કે "કાલ: કરેલ: કલિ:' એથી સમજાવે છે કે આ કળીકાળ એવો વિકરાળ છે કે તેના સંગથી સત્પુરુષની બીધ્ધિ પણ દુસંગના પરિણામે નાશ પામે છે. જેથી તેવા શ્રી કૃષ્ણની કથામાં સતત સંગ થાય તેવા તાદ્દશી નો સંગ દુર્લભ છે. અહીં કેવાનો સંગ થાય તે બતાવવા કહે છે કે એવા ભગવદીયોનો સંગ થાય , જેવાના સંગથી શ્રી કૃષ્ણની લીલાનું શ્રવણ માત્રથી શ્રી કૃષ્ણમાં પ્રીતિ કરે, શ્રી કૃષ્ણની સેવામાં ચિતને શાંતિ મળે. આવા ભગવદીયો કોને કહેવા તો જે ભગવદીયો સેવા કરતા હોય, શ્રી કૃષ્ણલીલાનું શ્રવણ કરતા હોય તેવા ભગવદીયોના સંગમાં રહેવાથી ભગવદ્ ધર્મમાં તત્પરતા થાય છે.*

*આ મ/ટે કોનો સંગ કરવો તો શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે જેઓને શ્રી મહાપ્રભુજીનાં ચરણકમળનો દ્રઢ આશ્રય હોય, દંભરહિત અને શ્રી કૃષ્ણની સેવા તથા શ્રી કૃષ્ણની કથાનું શ્રવણ અને લીલાનું ચિંતન કરતા હોય તેવા ભગવદીય નો સત્સંગ કરવો. આ રીતે સત્સંગમાં ભગવદ્દલીલાનું સ્મરણ કરીતા ચિતમાં અન્યની વિસ્મૃતિ કરાવે છે. ભગવદ્દવાર્તામાં ચિત લાગતા અન્ય વિષયોમાંથી આપોઆપ નિવૃત્તિ થશે.*

*આગળ શ્રી હરિરાયજી પોતે સત્સંગથી દૂર ચગે કારણકે જ્યાં પોતે છે ત્યાં સત્સંગનો અભાવ છે તેવું બતાવીને દીનતા પ્રગટ કરે છે, આ કહેવા પાછળની શ્રી હરિરાયચરણ નો એવો અસહ્ય છે કે જેમ લોભી મનુષ્ય ગમે તેટલું ધન ભેગું કરે છતાંય મારી પાસે કોઈ મૂડી નથી હું તો એક ગરીબ છું તેમ કહે તેમ સાચા ભગવદીય ગમે તેટલો સત્સંગ કરવા છતાંય અસંતોષ રહીને ભગવદ્દલીલાનું શ્રવણ કીર્તન સ્મરણ થી તૃપ્ત થતો નથી.*

*પોતે જે કાંઈ સેવા,સત્સંગ કે સ્મરણ કરે છે તેમાં શ્રી આચાર્યજીના ચરણ શરણની ભાવના કરવી. શ્રી હરિરાયજી એ દિનતાના સાગર છે આ સત્સંગ પણ  વૈષ્ણવોની કૃપાથી થાય છે તે માટે પોતાના સેવક પ્રંમજીના સંગ નું સમર્થન આપે છે.*

*આ શિક્ષાપત્રનો સાર એવી છે કે ૧) શ્રી મહાપ્રભુજીમાં દ્રઢ વિશ્વાસ રાખવો. ૨) શ્રી મહાપ્રભુજીની આજ્ઞાનું પાલન કરવું.*

# ***શિક્ષાપત્ર  વીસમું***

*આગળ અગાઉ શિક્ષાપત્રમાં વૈષ્ણવોનું જીવન કેવું હોય એમ સમજાવ્યુ એના અનુસંધાનમાં હવે વિસમાં  શિક્ષાપત્રમાં શરણે આવેલા જીવનું કર્તવ્ય બતાવે છે. આ શિક્ષાપત્રમાં શ્લોક ઓગણીસ છે. આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે શરણાગતિ પહેલાના દોષોની ચિંતા ન કરવી. શરણાગતિ થયા પછીથી સાવધાન રહેવું નિવેદનનું અનુસંધાન કરવું. ભગવદ્દસેવા અને ગુણગાન કરતા દુસંગથી દુર રહેવું. શ્રી આચાર્યજીમાં દ્રઢ નિષ્ઠા રાખવી, પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ આચરણ કરનારનો સંગ કરવો નહિ.  ભગવદ્દભાવ એ કડવી દવાની પેઠે પણ પ્રાપ્ત થાય તે એક મોટો સદગુણ માનવું. લૌકિક નિંદા પણ ધ્યાનમાં લાવવી નહિ. આપણને ખબર છે કે દુસંગ ભગવદ્દભાવ નો નાસ કરનારો હોવાથી કોઈ નિંદા કરે તો પણ સંતોષ માની ધૈર્ય રાખવું. નિંદા કરનાર અસજ્જન છે તેના દોષ જોતા ફરવું તેના કરતા તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો. આ જીવોતો બહિર્મુખ છે તેની નિંદાથી દુઃખી થવું તેના કરતા શ્રી મહાપ્રભુજીનું શરણ સ્વીકારી અહર્નિશ અષ્ટાક્ષર મંત્રનું રટણ કરવું. એટલે સમાજમાં જે માનવને આ માર્ગમાં વિશ્વાસ હોતો નથી એમને દોષ દ્રષ્ટિ હોય પરંતુ એક શ્રી હરિનું નામજ દોષનું નિવારણ કરે છે. એ નામ શ્રી આચાર્યચરણના મુખરવિંદમાંથી પ્રગટ થયેલું અષ્ટાક્ષર મહામંત્ર છે. પ્રભુનું ગુણગાન એ જ્ઞાન માર્ગ કરતા ઉત્તમ છે.જ્ઞાન સકલ દોષો નાશ કરે પરંતુ પ્રભુનો પ્રાદુર્ભાવમાં નડતા દોષો દૂર કરવા અસમર્થ છે. શ્રી મહાપ્રભુજીની કૃપાથી પુષ્ટિમાર્ગમાં આર્તિ, તાપ થી વિપ્રયોગાત્મક વિરહભાવ પ્રગટ થાય છે. આ સર્વ મેળવવા સત્તત સત્સંગ સિદ્ધ કરે છે. એક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે એવાનો સંગ કરવો જે સેવા કરતો હોય સદાચાર પાળતો હોય શ્રી આચાર્યજીના વચનોમાં એક નિષ્ઠાવાળો હોય અને નિરંતર ભગવદ્ ભાવવાળો હોય તેવા વેશનવના સંગમાં રહેવું. બીજાનો સંગ છોડવો .*

*આ વિસમાં શિક્ષાપત્રના અંતમાં શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે પ્રભુ સર્વ રીતે આપણી પાસે ભગવદ્ ધર્મનું પાલન કરાવી દ્રઢ વિશ્વાસ જગાવશે જેથી ભગવદ્દધર્મની સીડી ચઢવા તત્પર રહેવું તેથી તેવા જીવનું પ્રભુ કદાપી અહિત કરશે નહિ. દયારામભાઈનું એક પદ યાદ કરો "હરિ તો હિત જ કરે"*

# ***શિક્ષાપત્ર એકવીસમું***

*આગળ ઓગણીસ અને વિસમાં શિક્ષાપત્રમાં શરણાગત વૈષ્ણવોનું કર્તવ્ય શુ છે, એ સમજાવ્યું હવે શ્રી હરિરાયચરણ આપણને એ વાતનું અનુસંધાન કરે છે કે બ્રહ્મસંબંધ લીધા બાદ ભગવદ્ સેવા કરવી તે જીવ નુ કર્તવ્ય છે. પરંતુ આપણું ચિત પ્રભુમાં એકાગ્રતા થતું નથી.*

*તો હવે એકવીસમાં શિક્ષાપત્રમાં દસ શ્લોક દ્વારા આપણું ચિત પ્રભુમાં એકાગ્ર ન થવાના કારણો અને ઉપાય બતાવવાનો પ્રયાસ કરે છે. આપણું મન એકાગ્ર થતું નથી કારણકે આ કલિયુગમાં સર્વ માર્ગ નષ્ટ થઈ ચુક્યા છે.ભક્તિમાર્ગ પણ તિરોભૂત થઈ ગયો  છે. આ સંજોગોમાં સત્પુરુષનો સંગ મળતો નથી તેથી આપણો ભાવ પણ શિથિલ થયો છે, ભાવના અભાવે પ્રભુ સેવાની ક્રિયા પણ એક*

*ક્રિયાજ થઈ ગઈ છે. આ કારણે ક્રિયામાં વિક્ષેપ થવાથી મન સ્થિર રહેતું નથી. આ વિક્ષેપના કારણે મનમાં ગભરાટને કારણે ગૃહસ્થાશ્રમના પ્રકારે સેવા કેવીરીતે બની શકે?*

*તો આ બાબતમાં શ્રી હરિરાયજી એકવીસમાં શિક્ષાપત્ર દ્વારા બધા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો ને શિક્ષા આપતા કહે છે, તમે વૈષ્ણવો સાવધાન રહો કાલદોષ છે, તે મહા દુષ્ટ છે, તે સર્વ ધર્મ માં પ્રતિબંધક છે. હું પણ આ કાલદોષ નો નાશ કરવા સમર્થ નથી. કારણ કે સત્સંગ મલતો નથી. જો ભગવદીયો નો સંગ મળે તો કાલદોષ બાધા ન કરે( પુષ્ટિ સંપ્રદાયના ના મહાન આચાર્ય પણ ભગવદીયો ના સંગ ની ઈચ્છા કરે છે. " હું વારી જાઉં ઇન વલ્લભીયન પર મેરે તન કો કરો બીછોના") સત્સંગ દુર્લભ છે, તેથી હે વૈષ્ણેવો તમે બધા એક એક ક્ષણ સાવધાન રહો.શ્રીમહાપ્રભુજી શિક્ષાશ્લોકી ગ્રન્થ માં આજ્ઞા કરે છે," યદા બહિર્મુખા યૂયં ભવિષ્યથ કથંચન || તદા કાલ પ્રવાહસ્થા દેહચિતાદયોપ્યુત "||*

*જ્યારે તમે કોઈ પ્રકારેથી બહિર્મુખ બની જશો ત્યારે કાલ ના પ્રવાહ માં વહી જનારા તમારા જ દેહ, ચિત્ત વગેરે તમારું જ ભક્ષણ સર્વ પ્રકાર થી કરી જશે. શ્રીવલ્લભ કહે છે,"આવો મારો મત છે" આ પુષ્ટિમાર્ગ સર્વોપરી છે, આ માર્ગ માં જ તમારી સ્થિતિ છે. તેથી દુસંગ થી બચતા રહો, ભગવદીયો નો સંગ કરો. અને શ્રી આચાર્યજી મહાપ્રભુજી ના ચરણકમલ નો દ્રઢ આશ્રય કરો.*

*આ બાબતમાં શ્રી હરિરાયજી વધુ આજ્ઞા કરે છે કે વ્યાયવૃત ન રહેવું તેવી દ્રઢતા રહે નહિ તો શુ કરવું? તો સમજાવે છે કે તે અતિ દુર્લભ છે માટે બુધ્દ્રિની દ્રઢતા માટે નિરંતર નિવેદનનું ચિંતન સત્પુરુષના સંગમાં રહીને કરવું.એનો અર્થ એ થાય કે બુધ્દ્રિ દ્રઢ કરવા સતત અષ્ટાક્ષર મંત્ર દ્વારા શરણભાવના વિચારવી અને પંચાક્ષર મંત્ર દ્વારા સમર્પણની ભાવના વિચારવી. આ કલિયુગમાં આપણી બુધ્દ્રિ સ્થિર હોય પણ સત્સંગનું પોષણના અભાવે શિથિલ થાય છે. કાળના પ્રભાવથી સત્પુરુષની સન્માનની અને પ્રતિષ્ઠા ને કારણે શ્રવણના ઉત્તમ પ્રકારના ભગવાનના મનવાળા પણ પ્રતિષ્ઠા મેળવવા પ્રયત્ન કરતાં હોય છે. તો આ સંજોગો વૈષ્ણવે સાવધાન રહીને પ્રયત્ન પૂર્વક પણ મન શ્રી પ્રભુમાં જોડીને શરણાગતિ અને સમર્પણ મંત્રનું અનુસંધાન સતત રાખવું. "નિત્યં શ્રી કૃષ્ણ શરણં મમ:"*

*ભગવદ્ ભક્ત ના એક ક્ષણ ના સંગ ની તુલના સ્વર્ગ અને મોક્ષ કરતા પણ અધિક છે.*🌹

# *શિક્ષાપત્રમાં બાવીસમું*

*આગળ એકવીસમાં શિક્ષાપત્રમાં કાળના દોષોના કારણે ચીત પ્રભુમાં ન થવાના કારણો અને ઉપાય બતાવી હવે બાવીષમાં શિક્ષાપત્રમાં ભાવનું સ્વરૂપ બતાવે છે. આ શિક્ષાપત્ર નાનું ફક્ત પાંચ જ શ્લોક છે પરંતુ આ માર્ગનું ખૂબ સુંદર સ્વરૂપ સમજાવે છે.*

આપણે વારંવાર સાંભળીએ છીએ કે શ્રીમદ્ ભાગવતમાં પમાણ,પ્રમેય,સાધન અને ફળ શ્રી પ્રભુના સમજાવવામાં આવે છે. શ્રી હરિરાયજી અહીંયા મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય પ્રમાણ,પ્રમેય, સાધન અને ફળ એ અલગ છે. પુષ્ટિમાર્ગમાં પ્રમાણ એકજ છે અને તે ભગવદ્સેવા અને સ્મરણ. આ સિધ્દ્ધાંત શ્રી મહાપ્રભુજી આપશ્રીના દરેક ષોડસ ગ્રંથમાં વારંવાર સમજાવે છે. જેમ કે "કૃષ્ણ સેવા સદા કાર્યા" " ચેતસ્તત્પ્રવણ સેવા" " સેવાકૃતિગુરોરાજ્ઞા, બાધનં વા હરિચ્છયા ,

અત: સેવાપરં ચિતં, વિધાયા સ્થીયતા સુખમ્" એટલે સેવા કરવી એજ પ્રમાણ વૈષ્ણવનું છે.

આગળ શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગમાં સાધન શુ? તો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવના હદયનો ભાવ એ સાધનરૂપ છે. આ ભાવ એ ભક્તિમાગીય ભક્તોની નિધિ રૂપ ગણાય. લૌકિકમાં પણ ધનનું રક્ષણ કરવાનો આગ્રહ હોય છે તેમ અલોકીક ધન એ ભક્તનો ભગવાન પ્રત્યેનો ભાવનું રક્ષણ કરવું. વૈષ્ણવ હરિકૃષ્ણ ઉપર વિશેષ સ્નેહ સ્થાપન કરવો. આ માટે તાદ્શી જનો સાથે ભગવદ્ વાર્તા કરવી.

છેલ્લા બે શ્લોક સમજવવા જેવા છે. શ્રી હરિરાયજી આ તાદ્શી વૈષ્ણવના સાથે પ્રયત્નપૂર્વક રહીને સત્સંગ કરતાં રહેવું. તેમ કરવાથી તેમના ભગવદ્ભાવની અસર આપણા ઉપર થાય છે. જેનાથી આપણો ભગવદ્ભાવની વૃધ્દ્ધિ થાય છે. પણ જો સત્સંગ નહિ કરીએ અને આપણે ભગવદીયોનો આંતરીક ભાવ જોઇએ તો પણ તેમાં કોઈ પ્રકારનો લૌકિક ભાવ વિચારવો નહિ. આવા ભગવદીયોના અલૌકિક સ્વારૂપને જ જાણવું. આ છેલ્લા શ્લોક કદાચ લૌકિક સમાચાર લાગશે પરંતુ આ ભંડારીના પત્રથી ભગવદીયોનું સ્વરૂપથી તાદશી વૈષ્ણવોનો સત્સંગ કરવા બતાવી રહેલા જય શ્રી કૃષ્ણ:

# શિક્ષાપત્ર ત્રેવીસમું

બાવીસ માં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણે શ્રી મહાપ્રભુજીની કૃપાથી જયારે ભગવદ્દ્ભાવ પ્રગટ થાય તેજ પ્રભુને પ્રાપ્ત કરવા માટેનું સાધન છે.

જ્યાં સુધી હદયમાં ભગવદ્દ્ભાવ ન થાય ત્યાં સુધી સેવા અને સ્મરણની ક્રિયાઓ  સાધનરૂપ રહે, જે ફળરૂપ બનતી નથી. જેથી શ્રી હરિરાયજી ભગવદ્ ભાવને નિધિરુપ અત્યંત અમૂલ્ય છે, માટે સદાય રક્ષણ કરવું.

આ ત્રેવીસમાં શિક્ષાપત્રમાં સતર શ્લોક દ્વારા શ્રી હરિરાયચરણ

આપણને મનમાં જાગતી ચિંતા, તેના કારણો અને દૂર કરવાના અલૌકિક ઉપાય સમજાવે છે. આપણને શ્રી મહાપ્રભુજીએ એક સ્વતંત્ર ગ્રંથ આપ્યો છે જે "નવરત્ન ગ્રંથ" આ ગ્રંથમાં જે શ્રી મહાપ્રભુજીની દુર્બોધ વાણી છે તેને શ્રી હરિરાયજી સરળ રીતે આ શિક્ષાપત્રમાં સમજાવી રહેલા છે.

આ શિક્ષાપત્રની શરૂઆત આપણી યોગ્યતા સમજાવતા કહે છે કે આપણે બ્રહ્મસંબંધ લીધું છે જેથી આ માર્ગનો  સિધ્દ્ધાંત સભળેલો છે કે આ માર્ગ શરણાગતિનો છે, તો પછી લૌકિકમાં મોહકેમ થાય છે? તો પ્રથમ હદયમાંથી લૌકિક વિષયોનો ત્યાગ કરો, જ્યાં સુધી લૌકિક ભાવ રહશે ત્યાં સુધી હદયમાં અલૌકિક આવશે નહિ. પરંતુ અલૌકિક ચિંતાનું શુ? લૌકિક વિષયોના મોહને કારણે ઠાકોરજીમાં વિશ્વાસ ઘટે છે તેથી અલૌકિક ચિંતાઓ પણ સતાવે છે. તે માટે આપણે એ વિચારવું કે આપણા પ્રભુ સર્વ સમર્થ છે પોતાના દાસ એવાં શરણાગત જીવનું લૌકિક અને અલૌકિક સિધ્દ્ કરશે. આવી ચિંતા માટે આપના હદયમાં રહેલી  અહંતા અને મમતા જવાબદાર છે. તો હવે પ્રયત્નપૂર્વક પણ મનને લૌકિકમાંથી ફેરવી અલૌકિક તરફ વળવાનું છે. તો શુ આ ગૃહસ્થાશ્રમ ત્યાગ કરવો? તો શ્રી મહાપ્રભુજી નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે કે પ્રભુ પણ પુષ્ટિમાં સ્થિતિ કરી રહેલા છે તેથી નિજ ભક્તની એ લૌકિક ગતિ કરશે નહિ. અન્ય માર્ગોમાં વૈરાગ્ય ગુણથી સત્પુરુષની ગતિ થાય જયારે આ પુષ્ટિમાર્ગમાં તો એક શ્રી વલ્લભાચાર્યજીના ચરણકમળની રજ એવી છે કે એ ચિંતાના વિસ્તારને દૂર કરે છે. જે વાત આપણે જે વારંવાર બોલતા મંગલાંચરણથી પણ સમજાય છે. "ચિંતાસંતાનહંતારો___".

તો શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યો છે તેવો જીવ શા માટે  ચિંતા કરે? જેને પરમાનંદ સ્વરૂપ શ્રી કૃષ્ણનો સંબંધ થાય તેને તો દુઃખ રહેતું નથી. લૌકિક સંબંધ દુઃખનું કારણ છે, તો ગમે તેવો આત્મીયતાનો સંબંધ બહિર્મુખ જનો હોય તો ત્યાગ કરવો. જેમ રોગીને કોઈક ખોરાક તેનો રોગ વધારનારનો હોય તો તેવો ખોરાક ગમે તેવું પ્રિય હોય તો પણ ત્યાગ કરીને રોગ દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ. તેમ બહિર્મુખની વાત સમજવવી જોઇએ. તેથી ચિંતા દૂર કરવા સત્સંગ, શ્રી ભાગવતનો પાઠ, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પાસે શ્રી ભાગવત શ્રવણ કરવું. જેથી બહિર્મુખ દૂર થઈ ભગવદ્ પ્રીતિ વધશે.  શ્રી અષ્ટાશર મંત્ર વાંરવાર ઉચ્ચાર કરી બ્રહ્મસંબંધના ભાવનું સ્મરણ કરવું. લૌકિક ઉદાસીનતા દુરકરી જેના કારણે ઉદાસીનતા આવી હોય તેને ત્યાગ કરી ઉપર જણાવેલા ઉપાયો કરી આપણેતો શ્રી વલ્લભના આશ્રિત છીએ, આપણો સમયતો સેવા અને સ્મરણનો છે. છતાં ચિંતા ઉભી થાય તો તે આપણો દોષ છે તેથી ત્યાગ કરી શ્રી મહાપ્રભુજીના વચનામૃત યાદ કરી નવરત્ન પ્રમાણે "ચિતનો ઉદ્વેગ થાય તે પણ એક પ્રભુની લીલામાત્ર છે" તેમ વિચારી શ્રી મહાપ્રભુજીનાં ચરણકમળમાં ધ્યાન કરવું. સદાય ભગવદીયો જનનાછે. એટલે તાદશી વૈષ્ણવોનો સત્સંગ કરવાથી ભગવદ્દ્ભાવનું સંરક્ષણ અને વૃદ્ધિ થાય છે.

# શિક્ષાપત્રમાં ચોવીસમું

ત્રેવીસમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણે સેવા સ્મરણ કરવા છતાંય ચિતમાં લૌકિક ચિંતા થવાના કારણો અને ઉપાયો બતાવ્યા. આ ચોવીસમાં શિક્ષાપત્રમાં એકત્રીસ શ્લોકથી સમજાવે છે કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવના જીવનમાં અન્ય કોઈ સાધનથી ભગવદ્પ્રાપ્તિ થશે નહીં, પુષ્ટિમાર્ગ કોઈ સાધન માર્ગ નથી ,પુષ્ટિમાર્ગમાં તો ભગવદ્ પ્રાપ્તિ માટે કેવળ ભગવદ્પ્રાપ્તિ ભગવદ્ કૃપા જ એક માત્ર થી થાય છે . કૃપાથીજ આ માર્ગમાં સર્વ પ્રકારની સિદ્ધિ થાય છે. જે જીવ શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યો તેને આપશ્રીની કૃપાથીજ સ્વરૂપ  જ્ઞાન થાય. જેમ અવતાર સમયમાં  ગોપીકાઓએ આશ્રય કર્યો, પુલિન્દીઓએ શ્રી ગિરિરાજજીનો આશ્રય કર્યો, કુમારીકાઓ કાત્યાય વ્રતના પ્રકારથી યમુનાજીનો આશ્રય કર્યો તેના ફળ સ્વરૂપે પ્રભુના સ્વરૂપાનંદનો અનુભવ રાસલીલામાં મેળવ્યો. તેમ અનાવતાર સમયે શ્રી વલ્લભનો સબંધ થવાથી આપશ્રીના ચરનણાંવિંદનો દ્રઢ આશ્રય કરવો એજ સાધન છે. આ વાતનું પ્રમાણ છે કે શ્રી મહાપ્રભુજી શ્રી કૃષ્ણાશ્રય ગ્રંથ માં શરણાગત જીવોના ઉધ્દ્ધારની પ્રભુને વિનંતી કરીને અંતમાં પ્રતિજ્ઞા પણ કરે છે કે આ કૃષ્ણાશ્રય નો પાઠ કરશે તેને

શ્રી કૃષ્ણનો આશ્રય સિદ્ધ થશે. આપણા સ્વામી સર્વ સમર્થ છે ટાવો વિશ્વાસ રાખવો. જ માટે ચાતક પક્ષી યાદ કરો કે સ્વાતિ નક્ષત્રનો વરસાદની રાહ જોવે છે તે સિવાય બીજું પાણી તે પીતું નથી. તો આપણા સ્વામી શ્રી કૃષ્ણ કૃપા રૂપી જળ વરસાવશે. તે કૃપા માટે કોઈ સાધનની અપેક્ષા નથી નિ:સાધન પણાની સ્ફૂર્તિ એટલે શ્રી મહાપ્રભુજી ઉપફર દ્રઢ વિશ્વાસ સાથે ભગવદીયો સાથે સંગ. તેમાંય પૂર્વેજો થયેલા ભગવદીયોના ચરિત્રો ના શ્રવણ કરતા દૈન્ય ભાવ ઉતપન્ન કરી તે ભગવદીયો જેવા નિઃસાધન થવા પ્રયત્ન કરીને ભાવની વૃધ્ધિ કરવી. ભગવદ્ ગીતામાં કહેલ છે કે " હું કાળ ને ઉતપન્ન કરું કરું છું તેથી કાળ મારીજ વિભૂતિ છે." એટલે કાળ ભગવાનને આધીન છે તેથી ભગવાનના શરણાગતને કશું કરી શકવાને શક્તિમાન નથી. જેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે કાળનું ચિંતન કરવું નહિ. જે જે કંઈ કરશે તે પ્રભુની લીલારુપે સમજવું. આવા પ્રભુ ભક્તનું હિત જ કરશે.

આપણે પ્રભુની કથા અને ભગવદીયોના ચરિત્રો શ્રવણ કર્યા, વળી પ્રભુના ચરણવિન્દ નો આશ્રય પછી ચિંતા કેમ? તો શ્રી હરિરાયજી સમજાવે છે કે પ્રભુનું પ્રાગટ્ય ધર્મની સ્થાપના માટે, બ્રહ્મ ભાવવાળા ભક્તો, ગાયો, બ્રહ્મણના સ્વામી, વેદ ધર્મનું પાલન કરનારા, દયાળુ છે તો આવા પ્રભુ સર્વથા નિર્દોષ પૂર્ણ છે . જે કાંઈ બને છે તે પ્રભુની ઈચ્છાથી થાય છે. દોષછે તે આ જીવનો છે. માટે પ્રભુના નિર્દોષતા, પૂર્ણ ગુણતા કે સ્વરૂપ ઉપર હદયમાં દોષ લાવવો નહિ. પ્રભુના સ્વધામ પધાર્યા બાદ કુંતાજી જેવા ભગવદીયોના પ્રાણ છૂટે પરંતુ ઉદ્ધવજી જેવા મહાન ભક્ત પૃથ્વી ઉપર રહીને ભગવાનની લીલાઓનું સ્મરણ કર્તારહે છે. તો આપના જેવા ભક્તોએ નિત્ય બિરાજમાન અખંડિત પ્રભુ બીરાજમાન છે પછી દુખ કરવું નહિ. સર્વે વૈષ્ણવોએ વિચારપૂર્વક શિક્ષાપત્રનું ચિંતન કરી શ્રી મહાપ્રભુજી કૃપા શક્તિસ્વરૂપ છે તેમની કૃપા મેળવવા ચરણામૃત નો દ્રઢ આશ્રય કરી એકજ સાધન અને સાધ્ય એવો "શ્રી કૃષ્ણ: શરણં મમ:" નો આશ્રય કરવો.

# શિક્ષાપત્ર પચીસમું

ચોવીસમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી મહાપ્રભુજી આ માર્ગને પ્રભુની કૃપાનો માર્ગ બતાવ્યો. આ કૃપા કોઈ સાધનાથી મળતી નથી. પરંતુ શ્રી મહાપ્રભુજીના ચરણકમળો માં દ્રઢ આશ્રય રાખશો.

આ પચીસમાં શિક્ષાપત્રમાં સોળ શ્લોકથી શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય કેવીરીતે કરવો તે બતાવે છે. જે જીવ શ્રી મહાપ્રભુજીના ચરણકમળમાં આરૂઢ રહે તો દયાળુ પ્રભુ તે જીવને કદાપી છોડતાં નથી. જે જીવ ગમે તેટલો દોષ વાળો હોય પણ તે જીવ પર શ્રી મહાપ્રભુજીના કૃપાદ્રષ્ટિ હોય, તેનો શ્રી હરિ પણ પક્ષપાત કરે છે. જીવે એવી દીનતા રાખવી પડે કે હું દોષોથી ભરેલો છું પરંતુ મારા હદયમાં શ્રી મહાપ્રભુજી બિરાજે છે,હું તેમના શરણે છુ માત્ર હરિ મારી રક્ષા કરશે. એવા ભગવદીયોનો સંગ કરી આશ્રય કરુ છુ કે જે ભક્તના હદયમાં શ્રી વલ્લભના ચરણના નખચંદ્ર શીતળતા આપી પ્રકાશરૂપી આનંદ વ્યાપી રહેલો છે, તો આવા આનંદ રૂપ શ્રી મહાપ્રભુજી મારા હદયનો તાપ હરી લઈ આનંદનું દાન કરશે.

આગળ શ્રી હરિરાયજી લોક અને વેદની વાત કરે છે. આપણને લોકમાં અને વેદમાં અસંખ્ય વસ્તુઓ મળે છે જે જરૂરી હોય પણ તે અલૌકિક ફળ પ્રાપ્ત કરવા માટે યોગ્ય નથી હોતી. આ અલૌકિક ફળ અમારા માટે તો એક શ્રી મહાપ્રભુજીના ચરણકમળ છે, એજ ફળરૂપે છે. તેવી રીતે વેદમાં કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ દ્વારા અનેક ફળરૂપી હેતુઓ બતાવેલા છે,આ ફળરૂપ અવિનાશી હોતા નથી. આ એક મર્યાદારૂપ ભક્તિ છે જે ફળરૂપા નથી. એટલે જ્યારે જીવ શ્રી હરિથી અન્યનું શ્રવણ કરે ત્યારે ચીત શ્રી હરિથી બહિર્મુખ થાય છે, જીવને દાસત્વ પ્રાપ્ત થતુ નથી.જ્યાં સુધી જીવમાં દાસત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ભક્તિ ફળરૂપા થતી નથી. જ્યારે પુષ્ટિભક્તિ ફલાત્મિકા છે.

આગળ શ્રી હરિરાયજી ભક્તિનું સ્વરૂપ સમજાવતા આજ્ઞા કરે છે કે ચરણાવિંદની ભક્તિ શીતળ છે,મુખારવિંદની ભક્તિ ઉગ્ર છે. શરણાગતિએ ચરણાવિંદની ભક્તિ છે. આપણે શ્રી મહાપ્રભુજીના યુગલ ચરણકમલનો આશ્રય કરીએ. તેમનું સ્મરણ અને ચિંતન કરતાં રહીએ, તેમની કથાનું શ્રવણ કરતા રહીએ અને એમનામાં દ્રઢ વિશ્વાસ રાખીએ. તેમની કૃતિઓમાં સંશય કરનારને તો સર્વથા આસુરી જીવ માન્યા છે. આ મુખારવિંદની ભક્તિ એ સાક્ષાત ભગવદ્સેવા છે . મુખારવિંદ સ્વરૂપે સાક્ષાત શ્રી મહાપ્રભુજી આ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે. આજે શ્રી ભાગવતજી વિદ્યમાન છે વળી તેના ઉપર શ્રી મહાપ્રભુજીના શ્રી સુબોધિનીજી સહિત વિવરણ છે. શ્રી મહાપ્રભુજીનાં વિવિધ ગ્રંથ બિરાજે છે. આ પૃથ્વી ઉપર બેઠકમાં શ્રી મહાપ્રભુજી સાક્ષાત બિરાજે છે. આ પૃથ્વી ઉપર કેટલાક ભગવદીયો પણ હયાત છે, છતાં પણ મનુષ્યો ભક્તિમાર્ગમાં પ્રવૃત થતા નથી તેનું એકજ કારણ છે કે ભગવત કૃપા . જેના કારણે આ ઇન્દ્રિયોની વૃત્તિઓ મૂર્છિત થઇ ગઈ છે. ભગવદ્ કૃપા વિના ભક્તિ નો ઉદભવ થતો નથી.

આ ભક્તિ પ્રાપ્તિ માટે શ્રી મહાપ્રભુજીનાં ચરણકમલનો દ્રઢ આશ્રય રાખી સેવા સ્મરણમાં તત્પર રહીએ તેવું શ્રી હરિરાયચરણ નો આ શિક્ષાપત્રમાં ઉપદેશ છે.

# શિક્ષાપત્ર છવ્વીસમું

આ અધિક માસ શુ કરવું? રોજ જુદી જુદી કથાઓ આવે છે. શ્રીમદ્ ભાગવતનું વાંચન મનન કરવું જોઈએ. શિક્ષાપત્રના સંબંધમાં આગળ જોઈએ. આપણે છવ્વીસમાં શિક્ષાપત્રમાં પ્રવેશ કરીએ. આ શિક્ષાપત્રમાં પ્રવેશ કરતાં પહેલાં થોડું આગળના શિક્ષાપત્ર ઉપર વિચાર કરીએ તો ચોવીસમાં શિક્ષાપત્રમાં પુષ્ટિમાર્ગના સ્વરૂપનો મર્મ સમજાવતા શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે 'પુષ્ટિમાર્ગ કેવળ કૃપામાર્ગ છે.' જીવ બીજા કોઈ સાધનથી નહીં પણ શ્રી પ્રભુની કૃપાથી જ પ્રભુ પ્રાપ્ત કરે છે. પચીસમાં શિક્ષાપત્રમાં પ્રભુની કૃપા પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યો કે 'શ્રી મહાપ્રભુજીના ચરણકમળમાં દ્રઢ આશ્રય.' તે દ્વારા ભગવદ્કૃપા પ્રાપ્ત થાય. તો આ માર્ગ ભગવદ્કૃપાનો માર્ગ એટલે શુ ભક્તે નિશ્ચિતપણે બેસી રહેવાનું?

તો આ છવ્વીસમાં શિક્ષાપત્રમાં દસ. શ્લોકો દ્વારા શ્રી હરિરાયચરણ પુષ્ટિજીવોનું કર્તવ્ય ફરી સમજાવી રહેલા છે. આ જીવ દુષ્ટ બુધ્દ્વિવાળો હોવાથી આ લોક અને પરલોક ની ચિંતામાં ભટક્યા કરે છે. તો ભક્તે ચિંતાનો ત્યાગ કરીને પ્રભુના આશ્રયે રહી આ લોક અને પરલોક પ્રભુએજ નિશ્ચિત કરેલું છે. છતાં આ જીવ દુષ્ટ બુધ્દ્વિ વાળો હોવાથી અજ્ઞાનતાને લીધે વ્યર્થ પ્રયત્નો પાછળ દોડ્યા કરે છે. કરુણાસાગર પ્રભુ પોતાની કૃપા વરસાવે છે. જેમ માતાપિતા બાળકના હિત જેમાં હોય તેજ આપે છે બીજું સમજાવીને કે છીનવીને પણ દુર કરે છે. તેમ પ્રભુ પોતાના દાસોના હિત હોય તેજ આપ છે. પરંતુ જીવ અજ્ઞાનપણ ને લઈને પ્રભુની કૃતિ સમજતો નથી. જયારે આ જીવનો શ્રી આચાર્ય મહાપ્રભુજી દ્વારા બ્રહ્મસંબંધની દીક્ષા પ્રાપ્ત થઈ આપણો શ્રી પ્રભુના ચરણાવિન્દમાં અંગીકાર થયો ત્યારથી જ આપણા ઉપર કૃપા વરસી ગઈ . હવે આ જીવ નો સ્વામી શ્રી કૃષ્ણ અને આ જીવ તેમનો દાસ થયો .

હવે શ્રી હરિરાયજી છવ્વીસમાં શિક્ષાપત્રમાં પુષ્ટિજીવોને કર્તવ્યોનો બોધ આપતા ચાર કર્તવ્યોનું નિરૂપણ કરે છે. ૧) આપણી સમક્ષ કાળરૂપી રાક્ષસ ભરખી જવા તૈયાર હોય છે. આ રાક્ષસ એટલે દુસંગ , તો વૈષ્ણવે આ કાળ ના દુસંગથી ડરતા રહીને ભગવદ્ભાવનું રક્ષણ કરવું. ૨) અગાઉ જોઇ ગયા કે દુસંગ ભગવદ્ ભાવનો નાસ કરે છે. તેથી વૈષ્ણવે હદયના ભગવદ્ ભાવને પ્રગટ કરવો નહીં. ૩) ભગવદીયોએ ભાવની વૃધ્દ્વિ અર્થે ભક્તના સંગથી ભાવની વૃધ્દ્વિ કરવા સત્સંગમાં પ્રીતિ રાખવી. ૪) લૌકિક અને વૈદિકમાં ઉદાસીન રહેવું. લૌકિકમાંથી ચીત ખેંચી ભગવદ્ ભાવમાં લગાવી રહેવા પ્રયત્ન કરવો.

આટલું કરતાં પ્રભુનું કાર્ય બે થાય ૧) જીવને જે પુષ્ટિમાર્ગીય સિધ્ધાંતો સાથે જોડી રાખે, તેનો અર્થ જીવને સેવા સ્મરણ માં જોડે છે.૨) જીવને લૌકિક અને વૈદિક સાધનોથી દૂર લઈ જાય છે.

આ સર્વે મેળવવા જીવે શું કરવું જોઇએ? તો જીવે શ્રી ઠાકોરજીની જેમ શ્રી મહાપ્રભુજીના ચરણકમળમાં ધ્યાન કરવું.

# શિક્ષાપત્ર સત્તાવિસમું

અગાઉ છવ્વીસમાં શિક્ષાપત્રમાં પુષ્ટિમાર્ગના ચાર કર્તવ્યો બતાવી સત્તાવિસમાં શિક્ષાપત્રમાં અઢાર શ્લોકોમાં શ્રી હરિરાયજી શ્રી ગોપીનાથજીને નિમિત્ત બનાવીને આપણને પુષ્ટિમાર્ગમાં બાધક એવા ચાલીશ દોષો બતાવે છે. તે ઉપરાંત સાધકમાટેના નવ ગુણ સમજાવીને સર્વેની બુધ્દ્વિનો નાશ કરે તેવો મહાકઠિન કાલ વૈષ્ણવ નુ એક માત્ર કર્તવ્ય ભગવદ્ સેવા અને તેમાં આવતા પ્રતિબંધો સમજાવી ભગવદ્ પ્રાપ્તિ ને માટે કેવળ આપણા ગુરુદેવ શ્રી મહાપ્રભુજીનાં ચરણકમળનો આશ્રય કરવો રહ્યો. શ્રી મહાપ્રભુજીના ચરણાવિન્દના આશ્રય કરવાથી વિના શ્રમે સર્વ ફળની સિધ્ધિ થાય છે. પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્તિ માટે ચાલીસ દોષ બીજાથી અગિયાર શ્લોકમાં બતાવેલા છે જે આ પ્રમાણે શ્રી હરિરાયજી બતાવે છે.

૧) ધનનું અભિમાન: ધન એ સૌથી મોટો દોષ છે. બીજા દોષો ધનના મદ થી આવે છે.

૨) ઘર : ઘરતો જોઈએ પણ પુષ્ટિમાર્ગીય માટે ઘર પ્રભુની સેવા અને ભગવદ્ કાર્યો કરતા ગૃહસ્થ જીવન રાખવા હરિરાયજી

આજ્ઞા કરે છે.

૩) ઘરમાં આશક્તિ: ઘર જોઈએ પણ ઘરમાં ભગવદ્કાર્ય કરતાં ભગવાનમાં આશક્તિ રાખવી.

૪) લોક-વેદમાં પ્રતિષ્ઠા : ભગવદ્કાર્ય કોઇ લોકમાં કે વૈદિક પ્રતિષ્ઠા માટે કરવું નહીં.

૫) કર્મની નિષ્ઠા: ભગવદ્કાર્ય કોઇ કર્મ માટે માનવું.

૬) સ્વર્ગ ઇચ્છા : ભગવદ્કાર્ય કોઇ સ્વર્ગ પ્રાપ્તિ માટે કરવું.

૭) કુટુંબ પ્રેમ : કુટુંબીજનો ઉપરનો પ્રેમ એ પણ દોષ છે.

૮) લૌકિક વિષયોની ઈચ્છા: ભગવદ્કાર્ય લૌકિક વિષયો માટે કરવામાં આવે તે પણ દોષ છે.

૯) લૌકિકમાં આશક્તિ: લૌકિક વિષયો પૂર્ણ કરવા લૌકિકમાં આશક્તિ રાખવી પણ દોષ છે.

૧૦) વિષય વાસના: ઈન્દ્રિય ની વાસનામા રચ્યા રહેવું ૧૧) દેહાભિમાન: આ પંચમહાભૂત ના દેહમાં આશક્તિ રહેવી

૧૨) કુળનું અભિમાન: પોતાનો કુળ સામે બીજનુ કુળ ઉતરતી કક્ષા માનવું. ૧૩) વિધ્યામદ : આપણે વધુ જ્ઞાની છે તેવું અભિમાન

૧૪) ભગવદ્ સેવાનો અભાવ: ૧૫) દેહના લાલન પાલન: દેહને સજાવવામાં ભગવદ્ સેવાનું ભાન રહેતું નથી.

૧૬) અસત્સંગ : ચારેબાજુ દુસંગ રહેલો છે તેથી સત્સંગનો અભાવ એ દોષ છે. ૧૭) અસમર્પિત : સેવા સત્સંગ કરીએ પણ અસમર્પિત એ મહા દોષ છે. ૧૮) અસદાલપ : નિવેદનની વિસ્મૃતિ કરી લૌકિક ચર્ચા કરવી. ૧૯) શરણ વિસ્મૃતિ : જે શ્રી મહાપ્રભુજી ના શરણે છીએ તેની વિસ્મૃતિ રહેવી ૨૦) અન્યાશ્રય: પૂર્ણ પુરુસોત્તમ છોડી અન્ય દેવદેવીઓના શરણે જવું. ૨૧) અન્ય દેવદેવીઓ પાસે પોતાના લૌકિક કે બીજા ફળ મેળવવા પ્રાર્થના કરવી ૨૨) ચીત ભગવદ્ ચરણાવિંદ માં વૈરાગ્ય રાખી લૌકિકમાં આસક્તિ રાખવી ૨૩) અષ્ટપ્રહર લૌકિકમાં વ્યતીત રહેવું. ૨૪) ગુરુદ્રોહ: શ્રી મહાપ્રભુજી,શ્રી ગુંસાઈજી અને આપણા બ્રહ્મસંબંધ દાતા ગુરુદેવ સહિત સમગ્ર વલ્લ્ભકુળનો દ્રોહ કરવો. ૨૫) વૈષ્ણવનો દ્રોહ :આપણા કરતા અન્ય વૈષ્ણવને ન્યુન સમજવવા. ૨૬) પોતાનામાં અભિમાન

૨૭) દેહના ઇન્દ્રિયોનું પોષણ ભગવદ્ સેવા સિવાય કરવું. ૨૮) લૌકિકના કાર્યોમાં પ્રીતિ વિશેષ ૨૯) કુટુંબમાં ડૂબેલું મન ૩૦) પ્રભુના દર્શન અને સ્મરણ ની વિષમૃતી ૩૧) લૌકિક હર્ષ અને શોકમાં ડૂબેલા રહેવું. ૩૨) દ્રવ્યલોભ ૩૩) અન્યનું બૂરું વિચારવું ૩૪) પૂર્ણ શ્રી કૃષ્ણના દાસ છે તેનું વિસ્મરણ ૩૫) અધિકારમદ: સર્વે ઉપર અધિકાર જમાવવો ૩૬) પાપાચરણ આચરવું

૩૭) દુર્જનોનો પક્ષપાત ૩૮) પ્રાણીમાત્ર માટે ક્રૂર ૩૯) ગરીબોની ઉપેક્ષા ૪૦) છેલ્લે ક્ષમા ને બદલે દંડ આપવાની વૃતિ. આ ચાલીસ દોષો શ્રી હરિની વિષ્મૃતિ કરાવે છે. જે જીવમાં આ દોષો હોય તેનામાં શ્રી હરિ બિરાજતા નથી તો વૈષ્ણવે આ દોષો થી દૂર રહેવા પ્રયત્ન કરવો. આ દોષોને દૂર કરી, નવ ગુણો પોતાના જીવનમાં ઉતારવા શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે. આ નવ ગુણ આ પ્રમાણે છે.

૧) ભગવદ્ માર્ગમાં સ્થિતિ ૨) પુષ્ટિમાર્ગીય ફળની આકાંક્ષા-મર્યાદામાર્ગના ફળની આશા રાખવી નહિ, પુષ્ટિમાર્ગનું ફળ કૃષ્ણસેવા અને સ્વરૂપાનંદનો અનુભવ ૩) લૌકિકમાં વિરક્ત ૪) શ્રી કૃષ્ણમાં આશક્તિ દ્વારા સર્વાત્મભાવની દ્રઢતાથી પ્રભુમાં પ્રેમ.

૫) શ્રી મહાપ્રભુજીના ચરણકમળનો આશ્રય ૬) શ્રી પ્રભુ અને શ્રી આચાર્યજીમાં દ્રઢ વિશ્વાસ ૭) પુષ્ટિમાર્ગીયથી વિરુદ્ધ લૌકિક વૈદિકનો ત્યાગ ૮) શ્રી કૃષ્ણ અને શ્રી આચાર્યજી ના દર્શનની અભિલાસા ૯) ભગવદીયો સાથે સત્સંગ. આ નવ ગુણ હદયમાં આવે ત્યારે દોષો દુર થાય.અત્યારે કઠિન કાળ છે દુસંગ ગમે ત્યાંથી આવી પડે છે. શુ કરવું અને શું કરવા યોગ્ય છે તે સમજાતું નથી તેથી આ કાળ અને દોષ વૈષ્ણવ નું કાર્ય સિદ્ધ થવા દેતું નથી. આ માટે ત્રણ પ્રતિબંધો શ્રી મહાપ્રભુજી સેવાફળ નામના ગ્રંથમાં બતાવે છે તેનોજ શ્રી હરિરાયજી ઉલ્લેખ કરે છે. આ પ્રતિબંધો આ પ્રમાણે છે.૧) ઉદ્વેગ ૨) પ્રતિબંધ ૩) ભોગ આ ત્રણ પ્રતિબંધના કારણે ફલમાં વિલંબ થાય છે. તો શું કરવું? તેનો જવાબ છે શ્રી મહાપ્રભુજી ના ચરણાવિંદ ના આશ્રય કરવાથી મન સ્થિર થઈ પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્તિ થશે એવુ નિશ્ચય માનવું.જેથી, મન નિરાશ ન થતા સેવામાં પ્રવૃત થશે.

## <u>શિક્ષાપત્ર અઠ્ઠાવીસમું</u>

સત્તાવિસમાં શિક્ષાપત્રમાં ચાલીસ દોષો બતાવી નવ ગુણ પ્રાપ્ત કરી સેવા સ્મરણમાં નડતા ત્રણ પ્રતિબંધો દૂર કરવા પ્રયત્ન કરીને અલૌકિક ફલની પ્રાપ્તિ માટે હંમેંશા શ્રી હરિરાયજી શ્રી મહાપ્રભુજીના ચરણાવિન્દનો આશ્રય કરી શ્રી મહાપ્રભુજીના શરણે રહેવા આજ્ઞા કરે છે.

શ્રી અઠ્ઠાવીસમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી ચોવીસ શ્લોક દ્વારા એવું સૂચવે છે કે જો પુષ્ટિમાર્ગીય જીવ ઠાકોરજી અને શ્રી મહાપ્રભુજીનું શરણ સ્વીકારી લે તો તેનું અભિમાન ચાલ્યું જશે. આ અભિમાન દૂર થાય તો જ દીનતા આવશે, દીનતા આવતા જ વિરહતાપ પ્રકટશે. એટલે આ માર્ગમાં દીનતા અને વિરહતાપ જ પ્રભુને પ્રાપ્ત કરવાંના અલૌકિક સાધનો ફળરૂપ છે. આ શિક્ષાપત્રમાં ચોવીસ શ્લોક એટલ માટે જ છે કે આ ચોવીસ શ્લોક દ્વારા યુગલસ્વરૂપના ચોવીસ શ્રી અંગને પ્રાપ્ત કરવા માટે જ ચોવીસ શ્લોક આપ્યા છે.

આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી દીનતાનો આવિર્ભાવ, ભગવત્પ્રાર્થનાનો પ્રકાર દર્શાવ્યો છે. આપણે સાધન રહિત તથા સેવા રહિત છું તો પણ શ્રી મહાપ્રભુજીના ચરણાશ્રયથી નિશ્ચય ફલ ગણાય તેવું વિરહતાપનું દાન કરશે.દૈન્યથી જ વિરહ પ્રકટે છે અને વિરહ આશ્રયથી સિધ્ધ થાય. શ્રી હરિરાયજી પ્રથમ શ્લોકમાં દૈન્ય ભાવ બતાવવા **નંદાત્મજ** શબ્દ પ્રયોગ કરે છે કારણકે આપણા સેવ્ય સ્વરુપ નંદરાયજીના આત્મજ જે કૃષ્ણ છે તે ભાવાત્મક,રસાત્મક,લીલાત્મક પુર્ણ પુરુષોત્તમ છે. આવા શ્રી કૃષ્ણની કૃપાદૃષ્ટિ મેળવવા આપણુ મન સર્વ ઇન્દ્રિયો સહિત શાંત કરવા સમજાવે છે.

ત્યાર બાદ સમજાવે છે આ રસાત્મક પ્રભુતો કરૂણા સાગર છે, સર્વાધિક છે તે પોતાના ભક્તોની કદાપી ઉપેક્ષા કરતા નથી આપણે તો નીસાધન થયા છીએ.અહીં શ્રી હરિરાયજી પ્રભુના ત્રણ ગુણ બતાવે છે. ૧) પ્રભુ એ કરુણસાગર ૨) સ્વયંનિધિ છે એટલે કૃપાનો ભંડાર છે. ૩) સર્વાધિક છે. હવે જણાવે છે કે આપની વિસમૃતિ થાય તો પણ પ્રભુ આપતો દયાળુ છો. આ દયાળુ પ્રભુની વિસ્મૃતિ થાય તો પણ આપણા જેવા અંગીકૃત અધિકારી જીવો ઉપર કૃપા જ કરો છો. આવા પ્રભુની કૃપા પ્રાપ્ત કરવા આપણે શું કરવું? તો નિત્ય શ્રી કૃષ્ણ ના શરણે રહીને દીનતા થી શ્રી કૃષ્ણનુ સ્મરણ કરવું. વિરહથી વ્યાકુળ થઇ દર્શન આપો તેમ વિનંતી કરવી. સેવામાં તત્પરતા રાખી ચરણસ્પર્શ થાય તો કદીક વેણુનાદ કરી વેણુ દ્વારા આમારા હ્દયમાં સુધા પુરો ત્યારે જ સુખ થાય. આવી વિરહભાવના કરવા શ્રી હરિરાયજી જણાવે છે. હે પ્રભુ આપે શ્રી મહાપ્રભુજી ને વચન આપેલ છે કે શ્રી મહાપ્રભુજી ના આશ્રીત જીવોનો કદાપી ત્યાગ કરશો નહીં. અમે તો દોષોથી ભરાયેલા છીએ, આપ તો સર્વગુણ સંપૂર્ણ છો. હે કૃપાળ! અમે શ્રી મહાપ્રભુજી ની કાનીથી આપના શરણે છીએ. આપ અમારા દોષો નો વિચાર કરશો નહીં. આપ અમારા દોષોને ભુલી જાઓ અને સ્વિકાર કરવા જણાવે છે.

હવે શ્રી હરિરાયજી એક માર્મિક વિનંતિ કરતાં કહે છે હે પ્રભુ! આપને શ્રમ લાગતો નથી, છતાંય જો પ્રભુ આપ અમારા દોષોને ગણવા લાગશો તો અંક સંખ્યામાં ગણત્રીકરી શકાશે નહીં આપને પણ ઘણો શ્રમ થશે,તો આપ અમારા દોષોને ભુલી જાઓ. એક કીર્તનમા સુન્દર કહે છે" જિતની રવિ છાયાકી કનિકા,તિતને દોષ હમારે,"

હવે શ્રી હરિરાયજી આપણને દીન બની, ની:સાધન બની શ્રી મહાપ્રભુજીને આશ્રીત થઈ ને એકમાત્ર પ્રભુને વિનંતી કરતા કહે છે "હે પ્રભુ આપ દીન વત્સલ છો, આપના જેવા સ્વામી મને મળ્યા છે હવિ આપને છોડી હુ બીજા કોના શરણે જાઉ? અમારા દોષ બળવાન છે છતાંય આપ આ જીવ ઉપર કૃપા કરો. કારણકે હે પ્રભુ તમારા શરણે આવ્યો છુ. આપ મને સ્વિકારી લો. જે ભક્ત દીન થાય પ્રભુ પાસે આશ્રિત થઇ જાય અને મહોદાર.કૃપા નિધિ પ્રભુ જો લાયક લાગશે તો અક્ષય થશે. જેમ દાવાનળથી વન બળી રહતુ હોય ત્યાં જો ધોધમાર વરસાદ થાય તો બધું જ શાંત થઈ જાય, તેમ આપણે સંસારરુપી દાવાનળમા બળી રહેલા છીએ જો કૃપા રુપી વર્ષા થાય તો શાંતિ થાય. તો કૃપારૂપી અનંત જળનું દાન કેવી રીતે થાય? શ્રી હરિરાયજી કહે છે કે જેમને અંગીકૃત કરી શરણ લીધા છે તેમની ઉપર કૃપા વરસીને બ્રહ્મસંબંધ આપેલ છે. હવે શ્રીકૃષ્ણ ની સેવા કરો શ્રી મહાપ્રભુજી એ સમજાવ્યું છે " કૃષ્ણ સેવા સદા કાર્યો, માનસી સા પરામતા, ચેતસ્ત્પ્રવણં સેવા, તત્સિધ્ધ્યે તનુવિતજા" તો શ્રી પ્રભુ બધાજ બંધનો તોડવા તૈયાર છે. પરંતુ આપણે પ્રભુથી વિમુખ રહી ભગવદ્ ભાવનો નાશ કરીએ છીએ. ત્યાં શ્રી હરિરાયજી વિનંતી કરેછે જેમ રસ્તામાં ઠગો લુટી લે તેમ આપણે આપણાથીજ લુટાઇ રહેલા છે. પ્રભુને વીનંતી કરો હે પ્રભુ હૂં સ્વભાવ થી દુષ્ટ, ચિત થી દુષ્ટ, વાણીથી દુષ્ટ, કાયાથી દુષ્ટ ક્રિયાથી દુષ્ટ, મારૂ જ્ઞાનથી દુષ્ટ, મારી બુધ્ધિ દુષ્ટ છું, મારા પર કૃપા કરો. આજે હું તો ઘર, ભગવદીયો થી ત્યજાયેલો છું. ચિંતા રૂપી મહાસાગરમાં ડુબી રહેલો છું પ્રભુ મને ઉગારો. હે પ્રભુ મારા પ્રાણ આપના હાથમાં છે. આપ મને બહાર કાઢી આપના અલૌકિક સ્વારૂપાનંદ ના સંયોગનું સુખ આપો. આ મારા હ્દયમાં સદાય સર્વ વ્રજપરિકર સહિત બિરાજો. આપ મારો હસ્ત પકડો અને આપના ચરણનો આશ્રિત કરો.

આમ અત્યંત ભાવાત્મક દીનતા અત્યંત ભાવસભર હ્દય થી વિપ્રયોગ ના સમુદ્રમાં શ્રી હરિરાયચરણ ડુબી જાય છે ત્યારે શ્રી પ્રભુ ના અલૌકિક સ્વરૂપ નોઅનુભવ થાય છે. આ રીતે આપણને દીનતા કરી વિરહતાપ કરવાથી શ્રીકૃષ્ણચંદ્ર અનુભવ કરાવે.

# શિક્ષાપત્ર ઓગણત્રીસમું

શિક્ષાપત્ર અઠ્ઠાવીસમાં રહેલાં ચોવીસ શ્લોકોમાં જણાવવામાં આવ્યું છે કે પ્રભુ પોતાના પર કૃપા યાચના કરે. કારણ કે સ્વદોષનું દર્શન થતાં જ જીવો સર્વ સાધન હીન અને ભગવદ્‌શરણાગત્ બન્યાં છે. હવે તેઓ વિરહથી વ્યાકુળ પણ બન્યા છે તેથી હવે જીવો પર પ્રભુએ કૃપા કરવી એ શ્રી પ્રભુનો ધર્મ છે. વળી શ્રી પ્રભુનું પ્રાકટ્ય ભક્તો માટે જ થયેલું છે. આથી પ્રભુએ ભક્તોના અવગુણો અને દોષોને ધ્યાનમાં ન લેતાં નિર્ધન,નિઃસાધન, મનથી દીન અને દુઃખી થયેલા, શોક, મોહ, માયા, વિરહથી વ્યાકુળ બનેલા જીવો પર કૃપાનું દાન કરવું જોઈએ. આમ અઠ્ઠાવીસમાં ચોવીસ શ્લોકમાં પ્રભુને અને શ્રી મહાપ્રભુજીને દીન બનીને વિનંતી કરવામાં આવી છે કે હે પ્રભુ આપ આપના જીવોનો દોષ ન જોતાં તેમને શરણે લો.

આ ઓગણત્રીસમાં શિક્ષાપત્રમાં સાત શ્લોક દ્વારા શ્રી હરિરાયજી આપણને શ્રી મહાપ્રભુજી એ નિરૂપેલાં બધા સિદ્ધાંતો કેવી રીતે આપના જીવનમાં ઉતારી શકીએ? આ સિધ્ધાંતો આપણને અપનાવવા માટે શું નડતર છે? તે આ શિક્ષાપત્રમાં બતાવવા પ્રયત્ન કરે છે.

આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાય મહાપ્રભુજીએ સમજાવ્યું છે કે કાળનો પ્રભાવ એ સર્વ જીવોની સદ્બુધ્ધિનો નાશ કરનાર છે તેથી જીવોએ ગુરુ અને પ્રભુનું શરણ, સત્સંગ, સ્મરણ, મનન, ચિંતન અને સેવાને આધારે પોતાની બુધ્ધિની રક્ષા કરવી જોઈએ

આપણને સર્વે પ્રથમ ભગવદ્ ધર્મનું પાલન કરવા માટે બુદ્ધિની દ્રઢતા અત્યંત જરૂરી છે. અત્યારના કાળનો પ્રભાવ એ સર્વ જીવોની સબુધ્ધિનો નાશ કરનાર છે. જ્ઞાનીની બુદ્ધિ પણ અત્યારે નાશ પામે છે તો આપણા જેવા અજ્ઞાનીની બુદ્ધિ નાશ થાય તેમ છે. તેથી શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે . આપણી બુદ્ધિ એ કિંમતી રત્ન છે તેની રક્ષા કરવા છુપાવી રાખવી જરૂરી છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાયના ૫૫ માં શ્લોકમાં અર્જુન પણ પ્રશ્ન કરે છે." જે મનુષ્ય સ્થિર બુદ્ધિવાળો હોય તે કેવીરીતે વર્તન કરે છે? તેનો જવાબ ભગવાન આગળના શ્લોકમાં આપે છે "જે મનુષ્ય મનમાં સર્વે કામનાઓ ત્યજી અને આત્મા વડે આત્મામાં જ સંતોષ પામે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય. આજ વાત શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં વિસ્તારથી સમજાવેછે.

આપણી બુદ્ધિ દશે દિશામાં ભટકતી હોય છે,આ બુદ્ધિને ખીલે બાંધવાની પ્રથમ ચાવી છે કે આપણા મનમાં જન્મ લેતી અસંખ્ય લૌકિક ઇચ્છઓનો ત્યાગ કરવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. આ લૌકિક ઇચ્છાઓ એટલે શું? એનો જવાબ ભગવાન પોતેજ ગીતાજીમાં આપે છે જે કોઈ કામથી દુઃખ થાય તેને મનમાં લગાડવું નહીં તેમ જે કોઈ સુખ થાય તેને મનમાં વિચારશો નહીં એટલે સુખ દુઃખમાં નિ:સપુહ થઈને જીવનમાં રહેવું,જીવનમાં રાગ,ભય કે ક્રોધનો ત્યાગ કરવો.

આ લૌકિક વિષયોનો ત્યાગ કેમ શક્ય છે? તો શ્રી હરિરાયજી કહે છે વિષયો સંગ દોષથી આવે તો આ દુસંગ છોડવા ભગવદ્ ભક્તોનો સંગ કરીને સત્સંગમાં મન પરોવવું. મનને લૌકિક વિષયોના ચિંતામાંથી ખસેડીને ભગવદ્ સ્મરણ અને ભગવદ્ શરણાગતિ તરફ વાળવાથી મન સ્થિર થશે. મન સ્થિર થતા બુદ્ધિ ની રક્ષા થશે. જો આપણી બુદ્ધિ જો સેવા સ્મરણ માં જવા લાગશે તો બુદ્ધિ સ્થિર થવા જઈ રહેલી છે એમ માનજો. આજ પ્રભુની તમારા ઉપર પ્રસન્નતા છે. ગાયત્રી મંત્રમાં પણ કહેવાય છે કે "બુદ્ધિ પ્રેરક શ્રી કૃષ્ણના ચરણ કમળ મારા પર પ્રસન્ન થાઓ" જયારે જીવને શ્રી કૃષ્ણની પ્રસન્નતા મળતા જીવોની બુદ્ધિ સદાય શુદ્ધ અને સુંદર રહે છે. ભગવાને ગીતાજીમાં પણ અર્જુનને બુદ્ધિની સ્થિરતા માટે બુદ્ધિયોગ કહેલું છે કે "હું તને બુદ્ધિયોગ આપું છું જેથી તું મને પ્રાપ્ત કરી શકે" જયારે બુદ્ધિની સ્થિરતા થાય ત્યારે જ પ્રભુ હદયમાં પધારે છે.

ગીતાજીમાં એમ પણ કહેલું છે કે જો બુદ્ધિનો નાશ થાય તો સર્વનો નાશ થાય. માટે સર્વ ભાવોની ઉત્પત્તિ ના કારણ રુપ બુધ્ધિની સારી રીતે રક્ષા થાય તેમ કરવુ જોઈએ. આ પ્રમાણે બુધ્ધિ ની રક્ષા કરવા શ્રી હરિરાયજી બતાવે છે કે પ્રભુની સેવા, સત્સંગ કરવો. ભગવાન શ્રી કૃષ્ણ ની કથા અને ગુણગાન કરતા સદાય મહાપ્રસાદનુ ભક્ષણ કરવુ.

એટલે આપણે આપણી બુધ્ધિ ની રક્ષા અર્થે બુધ્ધિ ને ભ્રમીત કરનારા તત્વો થી દુર રહેવા પ્રયત્ન કરવો. આપણી બુધ્ધિ ને સ્થિર રાખવા બુધ્ધિ ને અલૌકિક માં જોડવા પ્રયત્ન કરવો. અલૌકિકમાં જોડવા માટે ત્રણ સાધનો શ્રી હરિરાયજી બતાવે છે ૧) સત્સંગ ૨) ભગવદ્ સ્મરણ ૩) ભગવદ્ સેવા.

# શિક્ષાપત્ર ત્રીસમું

આગળ ઓગણત્રીસમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણે ભગવાને ગીતાજીમાં અર્જુનને જે બુધ્દ્રિયોગ સમજાવ્યો તેનું વિવરણ બતાવીને આપણને બુધ્દ્રિ સ્થિર રાખવા માટે, પ્રભુ સેવા કરીને ચિતનો નિરોધ કરવા અને ભગવદીયોને સત્સંગ કરતાં કરતાં ચિતને સ્થિર રાખવા સમજાવ્યું . સેવા ,સત્સંગથી કૃષ્ણ કથા અને કિર્તનના સ્મરણ સાથે અષ્ટાક્ષરના સ્મરણથી શરણાગત રહીને દ્રઢ આશ્રય કરવો.

આપણે આ શરૂ થતાં નવા વર્ષમાં બુધ્દ્રિને લૌકિક વિષયોમાંથી કાઢીને અલૌકિક તરફ વાળવા પ્રયત્નશીલ રહીએ. બુધ્દ્રિને અલૌકિક રાખવા માટે વિચારોને લૌકિક વિષયોમાંથી દૂર કરવા જો લૌકિક ખોરાક આપીશું તો લૌકિકમાંથી મન દૂર થવાનું નામ દેશે નહિ. તો સત્સંગ અને સ્મરણ જેવા અલૌકિક ખોરાક આપીશું તો વિચારો લૌકિકમાંથી દૂર થઈ અલૌકિક તરફ જવા લાગશે. આ માટે શ્રી હરિરાયજીચરણ બુધ્દ્રિને કાળના દોષોથી રક્ષણ કરવા કહે છે. આ દોષો દૂર કેમ થાય તેના ઉપાય આ ત્રીસમાં શિક્ષાપત્રમાં બતાવે છે.

આ બુધ્દ્રિ ની રક્ષાના ઉપાય શ્રી હરિરાયજી ત્રીસમાં શિક્ષાપત્રમાં ૧૪ શ્લોકમાં બતાવી રહેલા છે. આ બુધ્દ્રિ ને સ્થિર કરવા માત્રથી નિશ્ચિંત બનાતુ નથી. આજના કળી કાળમાં બુધ્ધિ ને અસ્થિર કરનારા ઘણાં પરીબળો આપણા જીવનમાં આવે છે. તો શ્રી હરિરાયચરણ પ્રથમ બુધ્દ્રિ ની રક્ષા માટે શ્રી કૃષ્ણ નુ સ્મરણ કરવા કહે છે. જો બુધ્દ્રિ જગત નુ સ્મરણ કરે તો શ્રી કૃષ્ણ ની સ્મૃતિ રહેતી નથી. આ વાતો આપણને અનેક પ્રસંગમાથી સમજાય છે. જીવને શ્રી કૃષ્ણની લીલાંઓ નુ સ્મરણ થતું નથી પણ જીવનની અનેક સુખદ કે દુઃખદ ઘટનાઓ ને યાદ કરી સુખ દુઃખ ના વમળમાં ફસાઇએ છીએ. આને શ્રી હરિરાયજી જગતની ક્રીયાઓને પ્રપંચ છે, આ પ્રપંચ તેનુ વિસ્મરણ કરી શ્રી કૃષ્ણની સ્મૃતિ રાખવા જેવી છે. આ જગતમાં સર્વ ક્રિયાઓ માં પ્રભુ ની ભાવના વિચારવી. જગતના પ્રપંચનુ સ્મરણ કરવાથી શ્રી કૃષ્ણનુ સ્મરણ નહીં થાય. આ પ્રપંચ એટલે શું ? સંસ્કૃતમાં પ્રપંચ નો અર્થ થાય અહંતા અને મમતા, એટલે જગત માં અહંતા મમતા રાખવા થી જીવ ને સુખ મળશે નહીં પણ હંમેશાં દુઃખ જ આપશે.

હવે તેવું વિચારીએ કે શું પ્રપંચ ની નિવૃત્તિ માટે ગૃહ ત્યાગ જરૂરી છે ? તો હરિરાયચરણ આજ્ઞા કરે છે કે જીવે શાંતિ અને સ્વસ્થતા પૂર્વક જીવન જીવવાનું છે તેમાં જીવે વધુ ને વધુ પ્રયત્નપૂર્વક મન શ્રી કૃષ્ણ માં લાગે તેમ કરવું. આ માટે એવી ભાવના કરતાં રહેવું જોઇએ કે જીવનમાં આવતી દરેક વસ્તુ સાથે દરેક ક્રિયાઓ સ્વરૂપાત્મક છે, લીલા સંબંધી છે. જેનો ઉપયોગ શ્રી કૃષ્ણની સેવા અને સ્મરણ માટે છે. જેમ જેમ આપણે દરેક ક્રિયા સહિત ના પદાર્થો પ્રભુ સંબંધી છે તેમ સ્મરણ રહેતા પ્રપંચ વિસ્મૃતિ સિધ્ધ થશે. આમ ગૃહત્યાગ તો સંભવ નથી પરંતુ આપણે ભગવદ્ સેવા અને ભગવદ્ કથામાં આપણા ચિંતને ભગવાન ની સાથે તલ્લીન બનાવવા પ્રયત્ન કરતાં, આપણે વ્રજ ભક્તોના ભાવનું અનુસરણ કરતાં કરતાં તનુજા,વિતજા સેવામાં મન લાગતા એક દિવસ માનસી સિધ્દ્ર થશે. આ માનસી સિધ્દ્ર થતાં મન ગૃહાસ્થાશ્રમ માં પણ ત્યાગની ભાવના થશે ત્યારે શુધ્ધાદ્વૈત ભાવના થવા લાગશે. જ્યારે આવી ભાવના થવાથી કામ અને આવેશ પણ હરિની લીલા વિચારતા માનસી પણ તન્મયતાના રૂપ માં ફલીત થશે. આમ ભગવદ સેવા અને સ્મરણ પણ તન્મય બનવામાં સહાયક થશે.

કર્મમાર્ગમા કર્મનુ ફળ મેળવવા માટે છ બાબતોની શુધ્ધિ આવશ્યક છે , દેશ, કાળ,દ્રવ્ય,કર્તા, મંત્ર કર્મ જો આ છ બાબતો શુધ્દ્ર હોયતો જ જીવે કરેલા કર્મોનું ફળ પ્રાપ્ત થાય. આજ છ બાબતોનો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે પણ આચરવાનો આગ્રહ રઃખવો જરૂરી છે. આ છ બાબતો કેવી રીતે થાય તે શ્રી હરિરાયજી આપણને ત્રણ શ્લોકમાં બતાવે છે. ૧) કયો દેશ શુધ્ધ ? જયાં પ્રભુ બિરાજે તે દેશ શુધ્દ્ર.જે આપણા ઘરમાં ઠાકોરજીનું સ્વરૂપ ભગવદ્ સેવા માટે બીરાજે તે સ્થાન શુંધ્ધ આ દેશ જયાં ભગવદ્ સેવા થઈ શકે ૨) બીજું તત્વ છે કાળ , કાળ એટલે સમય સમજવો, તે સ્થળ કે દેશ જયાં સત્સંગની પ્રાપ્તી થઇ શકે તે કાળ શુધ્ધ. આ કાળ એટલે સમય,જયારે જે સમયે સેવા કરવામાં અનુકુળ થાય અથવા નામ મંત્ર જપ માટે પણ કોઇ બંધન ન હોય તે કાળ શુધ્ધ. જે સમય સત્સંગમાં વીતે તે ઉત્તમ. આપણને પ્રસંગ યાદ હશે એક બે વૈષ્ણવ કહે બે ઘડી જીવ્યા, કે તે બે ઘડી સત્સંગ માં વીતાવ્યો. બીજો સત્સંગ નું ફળ બ્રહ્મ રાક્ષસ પણ માંગે છે. ૩) ત્રીજુ તત્વ દ્રવ્ય, જે દ્રવ્ય પ્રભુ સેવામાં ઉપયોગ આવે. એટલે શ્રી હરિ-ગુરુ અને વૈષ્ણવો ની સેવામાં વપરાય. પોતાના મોજશોખ કે આસુરી કાર્યમાં ઉપયોગ આવે તે આસુરી દ્રવ્ય. ૪) ચોથું તત્વ કર્તા, જો દેશ, કાળ,દ્રવ્ય શુધ્દ્ર હોય ઉત્તમ હોય પણ જે કર્મ કરવાનું છે તે કર્તા ના હ્દયમા શુધ્દ્ર તા ન હોય તો કર્મ સિધ્દ્ર થાય નહીં. આ શુધ્દ્રતા એટલે શું? આ કર્તા ની બુધ્દ્રિ સ્થિર ન હોય. કર્તા ની બુધ્દ્રિ માં અભિમાન હોય મમતા હોય તો કર્તાપણા માં શુધ્દ્રતા રહેશે નહીં, અહીં શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે બુધ્દ્રિમાં અભિમાન ન હોય તો કર્તા કરનાર શુધ્દ્ર માનવો, જે ઉત્તમ છે. તો શુધ્દ્ર અને ઉત્તમ કર્તા બનવા આપણે હ્દય માંથી અંહંતા અને મમતા નો ત્યાગ કરવો. જયારે આ શક્ય બને છે . જો શ્રી કૃષ્ણ ની સેવા કરનારના હ્દયમા દીનતા આવે તો. આ માટે જરૂરી છે શ્રી મહાપ્રભુજી નો દ્રઢ આશ્રય અને ભગવદીયો સાથે સત્સંગ. આમ કરવાથી કર્તાપણાનુ અભિમાન દુર થાય અને શ્રી કૃષ્ણ ના નામ સ્વરૂપ નુ જ્ઞાન થાય છે. ૫) પાંચમુ તત્વ મંત્ર, આપણા માટે મંત્ર એકજ છે શ્રી મહાપ્રભુજી એ આપેલો અંષ્ટાક્ષર મહામંત્ર જે ઉત્તમ મા ઉત્તમ છે. બીજા મંત્ર

ની કેટલીક મર્યાદા છે જે અનુસ્થાનપૂર્વક અને શુધ્ધ અવસ્થામાં બોલાવવા જોઇએ. આ મર્યાદા પાળવી ઘણી આવશ્યકતા રહેલી હોય છે. જ્યારે આ અષ્ટાક્ષર મહામંત્રનુ સ્મરણ દરેક પરીસ્થીતી માં સંભવી શકે. ઉપર ના ચાર તત્વો સિધ્દ્ થાય તો શ્રી કૃષ્ણ ના સ્વરૂપનુ જ્ઞાન થાય તો અષ્ટાક્ષર હૃદયારુઢ થાય. આ મહામંત્ર લૌકિક અને અલૌકિક સર્વ મનોરથ સિધ્દ્ કરે છે. આ મહામંત્ર માં અદભૂત શક્તિ છે જે સર્વોપરી છે. ૬) છઠ્ઠું તત્વ છે કર્મ, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ માટે બીજું કોઇ વૈદિક કર્મ ફલાત્મક નથી, શ્રીકૃષ્ણ ની સેવા એજ ઉત્તમ કર્મ જે ફલાત્મક છે. શ્રીકૃષ્ણ ની સેવા થી ચઢિયાતુ બીજું કોઇ કર્મ નથી. આ વાત જગન્નાથજી ના પ્રસંગ ને યાદ કરીએ ત્યારે પુરેપુરી સમજાય જશે.

શ્રી હરિરાયજી આ છ તત્વોનો નિર્દેશ કરી આ છ તત્વોને સિધ્દ્ કરવા માટે સેવામાં તત્પરતા અને સત્પુરુષોના મિલન થઈ તેમના સાનિધ્યય માં સત્સંગ થાય ત્યારે શક્ય બને. એક ભગવદીયે સુંદર કહેલુ છે " આલોક ને પરલોક સંબંધી નિશ્ર્ચિતતા કરી દીધી રે | એવો મારગ શ્રી વલ્લભ વરનો જયાં સાધનનું નહિ કામ રે | સાધનમાં છે કૃષ્ણ સેવા ને સત્સંગ સર્વ નું મૂળ રે |" આનો અર્થ એવો થાય કે સત્સંગ ના અભાવ માં કશું સિધ્દ્ થતું નથી,એટલે બુધ્દ્મિાન મનુષ્યે સત્સંગ માટે પ્રયત્ન કરવો જોઇએ.

આ વાત શ્રી મહાપ્રભુજી પોતાના ભક્તિ વર્ધિની ગ્રંથ બતાવે છે "અત સ્થેયં હરિસ્થાને, તદીય: સહ તત્પરે: | અદૂરે વિપ્રકર્ષે વા, યથા ચિતં ન દુષ્યતિ ||" એટલે એવા હરિના સ્થાન માં રહેવું જ્યાં ભગવદીયો નો સંગ મળે જેથી ચિત દુષિત ન થાય. જો ચિત દુષિત થશે તો માનસી સિધ્દ્ નહી થાય.

તો શ્રી હરિરાયજી છેલ્લા બે શ્રલોક માં વૈષ્ણવો ને થોડું મગજ કસવાની સલાહ આપે છે. આ છ તત્વો બતાવી ને સેવા માં ચિત કેમ થાય જો ચિત દોષિત હોય તો સેવા માં પ્રવણ કેવી રીતે થાય જો ચિતના પ્રવણ વિના સેવા માં રહેવાથી સેવા ક્રિયાત્મક થશે તો ફલરૂપ થશેનહીં.

આ માટે શ્રી હરિરાયજી કહેછે કે આ ત્રીસમાં શિક્ષાપત્ર સુધી જે શ્રવણ મનન કર્યું તેનો વિચાર કરી તેનું ચિંતન કરવા સમજાવી ને બુધ્દ્ પૂર્વ ક વિચાર કરવો . જયારે બુધ્દ્ માં બેસી જાય ત્યારે હ્રદયમાં ઉતરે છે. જો હ્દયમા તેનું સ્થાપન થાય તો અર્થ ની સિધ્દ્ થાય. આ માટે સતત ભગવદીયો નો સંગ કરવો. આપણે બહુજ જરૂરી વાત યાદ રાખવા ની છે કે બુધ્દ્ બગડે નહી માટે અહંતાનો ત્યાગ કરી દીનતા રાખવી. હંમેશા સત્સંગ માટે આગ્રહ રાખવો.

## શિક્ષાપત્રમાં એકત્રીસમું

અગાઉ ત્રીસમાં શિક્ષાપત્રમાં આપણને શ્રી હરિરાયજી મહાપ્રભુજી બુધ્ધિ ની સ્થિરતા કરવાનું સમજાવી બુધ્ધિ સ્થિર કરવાના ઉપાય બતાવી ને સત્સંગ નો પ્રતાપ સમજાવ્યો. હવે એકત્રીસમાં શિક્ષાપત્રમાં ભાવવૃધ્ધિ અને વરણનો વિચાર કરવામાં આવે છે. અગાઉ જણાવ્યું કે આ જગત ને ભુલી ને શ્રી ઠાકોરજીની સેવા, સ્વરૂપ ભાવના અને ભાવ ભાવના વીચારીને મહાપ્રભુજી ના ચરણાવિન્દમાં દઢ આશ્રય રાખવા સમજાવ્યું. તો શું આ જગત બધી જ રીતે વિચિત્ર દેખાય છે તો ભાવની વુધ્ધિ કેમ થાય? તો આ માટે નો સિધ્ધાંત આ ક્ષિક્ષાપત્રના પચ્ચીસ શ્લોક દ્વારા બતાવી રહ્યા છે.

આ ક્ષિક્ષાપત્ર ની શરૂઆત શ્રુતિ ના પ્રમાણ થી કરે છે. શ્રુતિ માં કહે છે કે આ માર્ગ નિ: સાધનતાનો છે પ્રભુ સ્વયં કહે છે કે હું આત્મા પ્રવચન કે એવા કોઇ સાધન થી મેળવી શકાતો નથી. પરંતુ પ્રભુ જેનુ વરણ કરે તેને પ્રાપ્ત થાય છે. જ્યારે અન્ય માર્ગોમાં જીવે પ્રભુનું વરણ કરવાનુ હોય છે અને સાધન દ્વારા પ્રભુને પામવાના પ્રયત્ન કરવો પડે છે જ્યારે પુષ્ટિમાર્ગમાં પ્રભુ જ જીવનુ વરણ કરે છે. પ્રભુ વરણ કરવામાં કોઇ સાધન કે સદગુણો ને ધ્યાનમાં લીધા વગર જ જીવ ઉપર કૃપા કરે તેને વરણ કહેવાય. જેથી શ્રી હરિરાયજી આ માર્ગને નિ:સાધનતા નો માર્ગ કહે છે. પ્રભુ જીવના સ્વરૂપ નો વિચાર કરતાં નથી. જેના ઉપર આવી અકારણ કૃપા થાય તેને જ વરણ કહેવાય. એટલે શ્રી કૃષ્ણ ની ઇચ્છા પ્રમાણે જીવ બનીજાય છે.

આગળ શ્રી હરિરાયજી વરણના પ્રકારની ચર્ચા કરે છે. વરણ બે પ્રકારના છે. એક સાક્ષાત વરણ અને બીજું પરોક્ષ વરણ. સાક્ષાત એટલે પ્રભુ ને બોલાવ્યા ન હોય તો પણ દોડતા આવે અને બીજું પરોક્ષ વરણ એટલે વચમાં કોઇ હોય. સાક્ષાત વરણ જે લીલા સ્થિત જીવો છે તેવા ભક્તો નુ સાક્ષાત વરણ છે અન્ય માં પરંપરાગત છે. તેનો અર્થ એવો કે જે જીવોને શ્રી આચાર્ય જી દ્વારા પ્રભુ વરણ કરે તે સ્વત: નથી પણ પરંપરા થી છે. લીલા સ્થિત ભક્તો માં પણ વરણ બે પ્રકારના છે. જો શ્રી કૃષ્ણાવતાર માં જે શ્રુતિ રૂપા ભક્તો છે તે સાક્ષાત વરણ છે અને જે ઋષિરૂપા ભક્તો છે તે પરંપરાથી છે કારણ કે તેમનું વરણ મર્યાદા પુરુષોત્તમ શ્રી રામ દ્વારા થયેલું છે.આ અવતાર દશા માં જે વરણ થાય તેને આત્મીયતા થી વરણ કહેવાય છે. જ્યારે આ અનવતાર દશામાં દાસપણાથી વરણ છે. આવા ભક્તો ને અંગીકાર કરાવવા માટે શ્રી મહાપ્રભુજી અને તેમના વંશજો થયા તેમણે જીવોને અગીકાર કર્યો તે પરોક્ષ વરણ એ દાસત્વથી વરણ કહેવાય. આ

દાસત્વથી થયેલા પરોક્ષ વલણના શ્રી હરિરાયજી બે પ્રકારના કહે છે. એક મર્યાદા પુષ્ટિજીવોનુ વરણ બીજું પુષ્ટિ-મર્યાદા જીવોનુ વરણ. આ મર્યાદા પુષ્ટિજીવોને સાધના માં નિષ્ઠા હોય છે. જો આપણે જોઈએ તો ૮૨/૨૫૨ વૈષ્ણવો માં કેટલાક વૈષ્ણવોને વેદની સાધના તો કેટલાક કથા શ્રવણની સાધના કરતાં શ્રી મહાપ્રભુજી કે શ્રી ગુસાઇજી ના શરણે આવી ને તેમના દ્વારા વરણ થયેલું. કેટલાક જીવો શ્રી મહાપ્રભુજી ના દર્શન માત્રથી જ શરણે આવી ગયા અને પ્રભુ ની પ્રસન્નતા માટેજ જીવન વ્યથિત કરે છે, એ અનુગ્રહ નિષ્ઠા જીવો તેમનું અનુગ્રહ દ્વારા પરોક્ષ વરણ થાય છે. એટલે જે જીવનુ જે પ્રમાણે હોય તેનું વરણ શ્રી કૃષ્ણ તે પ્રમાણે કરે છે. અહીં શ્ર હરિરાયજી એવું સમજાવે છે કે આપણુ વરણ શ્રી મહાપ્રભુજી એ પુષ્ટિ માં મર્યાદા સહિત કરેલો છે જેથી આપણે બે વાત યાદ રાખવી એક નિ:સાધનતાનો વિચાર અને બીજું આચાર્ય ચરણના વચનામૃતો ની મર્યાદા પ્રમાણે વર્તવુ. નિ:સાધનતા નો અર્થ એવો કે દીનતા નો ભાવ.રાખવો. સેવા સત્સંગમાં શ્રી મહાપ્રભુજી ની મર્યાદાનો એટલે તેમના વચનામૃતમાં દઢ વિશ્ર્વાસ રાખવો. હરિ તો પુષ્ટિ પ્રભુ છે ઐહિક અને પારલૌકિક સંબંધી સઘળી ચિન્તા હરિને જ છે તેમ વિચારી નિશ્ર્ચિત તા વિચારવી. આ સર્વે સિધ્ધાંત શ્રી મહાપ્રભુજી નવરત્ન ગંર્થમા સમજાવતા કહે છે, પ્રભ પોતાની અને ભક્ત ની ઇચ્છા પ્રમાણે કરશે. શ્રી ગોકુલેન્દુ પ્રભુ ભક્ત ની કદાપી ઉપેક્ષા કરશે નહીં. પ્રભુ તો કૃપા સાગર છે કદાચ હરિ ની ઈચ્છા વિપરીત હોય પરંતુ પોતાના દાસને દુઃખી જોઇને પોતાની ઈચ્છા પણ ફેરવે છે. પરંતુ આવા દાસની આર્તિ માત્ર ભગવત પ્રાપ્તિ માટે હોય. પ્રાર્થના કરવા થી પુષ્ટિ ભક્તિ ખંડિત થાય છે. માટે આ માર્ગ માં સેવા અને કથા આર્તિ સહિત કરવાથી પુષ્ટિ પુરૂષોત્તમ પ્રભુ નિશ્ર્ચિત પણે પુષ્ટિમાર્ગમા સ્થિતિ કરશે. જો આર્તિ વિના સેવા અને કથા કરવામાં આવે તો શ્રી કૃષ્ણની સાયુજ્ય સિધ્ધ કરશે.

શ્રલોક ૧૭ થી

અગાઉ આપણે વરણ નો સિધ્ધાંત અને વરણના પ્રકારની ચર્ચા કરી. હવે શ્રી હરિરાયચરણ આપણને પુષ્ટિભક્તિ પ્રાપ્ત કરવા આર્તિ સહિત સેવા અને કથારસ કરવાથી ભગવદ્ પ્રાપ્ત થાય. તો આપણે સેવા અને કથા રસમાં આર્તિ કેમ થાય તો પ્રથમ પ્રભુ માં આર્તિ એટલે સાદો અર્થ કરીએતો સેવા અને કથા માં રસ પડવો,રસ પડતા ભગવદ્ ભાવ થશે. આ ભગવદ્ ભાવનો અર્થ પ્રભુ માં પ્રેમ થવો. આ પ્રેમ થવો તો પ્રથમ શ્રી મહાપ્રભુજી ના અનુગ્રહ ના ફલસ્વરૂપ આપણુ પુષ્ટિમાર્ગમાં બ્રહ્મસંબંધ થવુ. તેનો અર્થ આપણો પુષ્ટિમાર્ગમાં વરણ થઈ પુષ્ટિ જીવ તરીકે સ્વિકાર થયો કહેવાય. ભગવદ્ આર્તિ માટે શ્રી હરિરાયજી અગાઉ કહે છે આપણને શ્રી કૃષ્ણ નામ ઉચ્ચારણ કરતાં હ્રદયમાં તાપ-કલેશ થાય તે માટે કહે છે હા કૃષ્ણ!, હા સદાન્નદ!, હા ગોપીકેશ! થી હ્રદયમાં ઉદગારો નિકળવા લાગે ત્યારે હ્રદયમાં વિરહ ભાવના જાગ્રત થતાં આર્તિ વધે, તે માટે શ્રી હરિરાયચરણ આપણને કિમિયો બતાવે છે. આ ૧૭ અને ૧૮ બે શ્લોક માં એના પાંચ પગથિયાં બતાવે છે. તે જોઈએ પહેલું પગથિયું શ્રી મહાપ્રભુજી નું સેવન કરો, સેવન એટલે શ્રી મહાપ્રભુજી ના આશ્રિત બનો. એમના વચનામૃતો નું પાન અને ચિંતન કરો. શ્રી મહાપ્રભુજી એ અલૌકિક વિરહાત્મક અગ્નિ સ્વરૂપ છે આપણને વિરહાત્મક તાપ આપશે. આ માટે શ્રી સર્વોત્તમ સ્રોત નુ પઠન,મનન અને ચિંતન કરતા રહેવા થી દ્ઢ આશ્રય સિધ્ધ થશે. બીજું પગથિયું આપણને નામ નિવેદન થયું છે. આપણુ વરણતો પુષ્ટિમાર્ગમાં તો થયેલુ છે. એનું ભગવદીયો સાથે મળી તેનું ચિંતન કરવું આ વાત શ્રી મહાપ્રભુજી પણ નવરત્ન ગ્રંથ માં બતાવે છે" નિવેદનં તુ સ્મર્તવ્યં, સર્વથા તાદ્શૈર્જનૈ: " આનો અર્થ એવો થાય કે બ્રહ્મસંબંધ મા જે કહીએ છીએ કે "હે કૃષ્ણ હું તમારો છું" તેનુ હંમેશાં ચિંતન કરવું. ત્રીજુ પગથિયું આવી વિરહ આર્તિ કરવા સતત સત્સંગ કરવો. ભગવદીયોના સંગમાં ભગવદ્ ભાવની વૃદ્ધિ થશે. ચોથું પગથિયું શ્રી આચાર્ય ચરણકમળોનો દ્ઢ આશ્રય રાખવો. પાંચમુ પગથિયું હંમેશા શ્રી મહાપ્રભુજી અને શ્રી ગોવર્ધનધરણમાં શરણ ભાવના રાખવી.

હવે શ્રી હરિરાયજી આપણને સત્સંગ માટે કેટલોક ખુલાસો કરે છે. સત્સંગ કોનો કરવો? તો સમજાવે છે કે જેઓના વચનામૃતો દ્વારા દ્રઢ ભાવની વૃધ્ધિ થતી હોય તમનો સંગ કરવો. જો તેવા સત્સંગી દુર્લભ હોય તો મુગા બહેરા ની માફક રહીને તેવી વાણીને સાભળવી નહીં કે ધ્યાન રાખવું નહીં. દુર્જન કોને કહેવાય તો જેઓને શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાઇજી ના વચનામૃતો માં વિશ્ર્વાસ ન હોય તેવા વક્તાઓ પાસે કથા કે સત્સંગ કરવાથી આપણી બુધ્ધિ સ્થિર થવાને બદલે ચલિત થશે. આ પ્રકારની કથા શ્રવણ કરવામાં આવે તો આપણા હ્રદયમાં રહેલો ભાવ વૃદ્ધિ થવાને બદલે નાસ થશે. હવે કહે છે કે આજના કાળમાં આવા શ્રી મહાપ્રભુજી ના વચનામૃતો માં દ્રઢ શ્રધ્દ્ધા હોય તેવા ભગવદીયો મળવા દુર્લભ છે તો તેવા સંજોગો માં શું કરવું જોઇએ? તો આવા સંજોગોમાં આપણે માત્ર શ્રી મહાપ્રભુજીને શરણાગત રહીને રહેવું એજ આપણુ કર્તવ્ય છે. "તદુક્તં તાતચરણૈરિતિ વાક્યાદ્ભવિષ્યતિ"

એટલે શ્રી મહાપ્રભુજી ના શરણે રહી ને શ્રી આચાર્યજીના ગ્રંથોનુ પઠન અને મનન કરી સદા શરણાગતિ નો મંત્ર શ્રી કૃષ્ણ શરણં મમ:નુ ઉચ્ચારણ કરતાં રહેવું. સતત આ શરણાગત મંત્ર નુ ઉચ્ચારણ કરવાથી શ્રી ગોવર્ધનપ્રભુ કૃપા કરી ને આશ્રિત જનોના હ્રદયમાં પધારશે. શ્રી ગોવર્ધનપ્રભુ હ્રદયમાં બિરાજતા આપણી બુધ્ધિ એક શ્રી કૃષ્ણમાં. સ્થિર થશે. જ્યારે આપણી આશક્તિ શ્રી કૃષ્ણમાં

સ્થિર થાય ત્યારે પ્રભુ પોતાના આશ્રિત જનોને પોતાના સ્વરૂપ નું દાન કરશે. ત્યારે આપણો ભગવદ્ધર્મ સિધ્ધ થશે. આપણો ભગવદ્ધર્મ સિધ્ધ થાય ત્યારે આપણું કર્તવ્ય એકજ રહેશે કે ભગવદાશ્રય રાખવો . આ માર્ગ એ સાધન સાધ્ય માર્ગ નથી પણ કૃપા સાધ્ય છે.

આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી આપણને ચેતવણી આપે છે કે આ માર્ગ કૃપા સાધ્ય છે પરંતુ આપણુ વરણ શ્રી મહાપ્રભુજી દ્વારા થયેલું હોવાથી આપણે શ્રી મહાપ્રભુજી ના વચનામૃતો માં દ્રઢ વિશ્વાસ રાખવો. આ માટે આ માર્ગના ભગવદીયો સાથેજ સત્સંગ કરવો. આવા ભગવદીયો મળવા દુર્લભ છે તેવા સંજોગો માં શ્રી મહાપ્રભુજી ના ગ્રંથો નો અભ્યાસ કરવો અને શરણાગત રહેવા અષ્ટાક્ષર મંત્ર નુ સતત રટણ કરવું. આમ કરતાં શ્રી કૃષ્ણ માં રૂચી જાગશે અને કૃષ્ણ પામવા ની ઉત્કૃષ્ટ આર્તિ સાથે તાપ કલેશ થતાં ભક્તિ વુધ્ધિ થશે. ભક્તિ વૃદ્ધિ થતાં ભગવદીયો નો સત્સંગ મળશે. શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં વલણ વિચાર અને ભગવદ્ ભાવની વૃદ્ધિના પ્રકારનુ નિરૂપણ કરીને કહે છે શ્રી મહાપ્રભુજી ના ચરણકમળોનો દ્દ્ઢ આશ્રય કરીને તેમના વચનામૃતો નુ સેવન કરતા રહેવું જ વૈષ્ણવ નુ કર્તવ્ય છે.

## <u>શિક્ષાપત્ર બત્રીસમું</u>

શ્રી હરિરાયજી મહાપ્રભુજી એકત્રીસ માં શિક્ષાપત્રમાં વલણ વિચાર અને ભગવદ્ ભાવની વૃદ્ધિ ના પ્રકારનુ નિરૂપણ કરીને કહે છે શ્રી મહાપ્રભુજી ના ચરણકમળોનો દ્દ્ઢ આશ્રય કરીને તેમના વચનામૃતો નુ સેવન કરતા રહેવું જ વૈષ્ણવ નુ કર્તવ્ય છે.

આ બત્રીસ માં શિક્ષાપત્રમાં દસ શ્લોકમાં કામાદિ દોષો નુ વર્ણન કરતાં અવિધાનુ નીરૂપણ અને પછી વિધાનુ નીરૂપણ કરેછે. પ્રથમ પાંચ શ્લોકમાં બાવીસ પર્વાત્મક દોષો નુ વર્ણન કરે છે. આ કામાદિ દોષથી આવિષ્ઠ હ્રદયમાં ભગવાન કદાપી પધારે પ્રવેશ કરે નહીં. બીજા પાંચ શ્લોકમાં વિધાનુ નિરૂપણ કરતાં વીસ પ્રકારના ગુણોનું વર્ણન કરે છે. આ અવિધા નિવૃત્ત થાય ત્યારે દિનતાયુક્ત હ્રદયમાં ભગવાન એક ક્ષણ માં જ પધારે. આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી સુબોધિનિજી નું અનુસંધાન લે છે, જેમ કૃષ્ણ અવતાર માં ભગવાન ભક્તો ની અવિધા દુર કરી ત્યારે ભક્તો નિષ્પ્રપંચ બન્યા અને તેમની વિધાનો ઉદય થયો. આ અવિધા નિર્વુત થતાં તેમની વિધા ઉદય પામી ત્યારે પ્રભુએ તુરંત પ્રગટ થઈ ને ફલ નું દાન કર્યું. આ અવિધાના દોષો અને વિધાના ગુણો જોઈએ.

પ્રથમ પાંચ શ્લોકમાં કેવા હ્રદયમાં પ્રભુ કદાપી પ્રવેશે નહીં? તે માટેના બાવીસ અવિધાના પર્વો (દોષો) બતાવવામાં આવ્યા છે.

**૧) કામાવિષ્ટે**: જેના હ્રદયમાં કામનાઓનો આવેશ હોય, એટલે જેઓ હંમેશા ઈન્દ્રિયો ની કામના ની લોલુપતામા મગ્ન હોય.

**૨) ક્રોધયુતે**: જેના હ્રદયમાં હંમેશા એકબીજા પ્રત્યે રોષ અને ક્રોધ ભરાયેલો હોય.

**૩) સંસારાસક્તિસંયુતે**: જેઓ આ લૌકિકમાં રચ્યો પચ્યો રહે, સાથે પોતાના દેહ અને દેહ સંબંધિમા જ આશક્ત હોય.

**૪) લોભાભિભૂતે**: જેઓ ધનના લોભી હોય અને ધનને જ સર્વેસ્વર માનતા હોય.

**૫) ધનાર્જનપરાયણ**: જેઓ ધનના લોભી તો હોય સાથે ધન ભેગુ કરવુ જ મુખ્ય હેતુ હોય.

**૬) દયાવિરહિતે**: જે લોભી હોય અને ધન ભેગું કરવામાં ઈચ્છા રાખતો હોય તેવા જીવ દયા રહિત હોય. જે પોતાના સ્વાર્થ માટે પ્રાણી માત્રની હિંસા કરતો હોય.

**૭) રૂક્ષે**: જે દયારહિત હોય તેના માં સ્નેહ હોય નહીં તેને રુક્ષે કહેવાય બીજા શબ્દોમાં તે નીરસ પણ કહેવાય તેવાના હ્રદયમાં પ્રભુ પધારે નહીં.

**૮) સંતોષ વર્જિર્તે**: જેને કામનાઓ કે ધન સંચય કે સંસારના સંબંધો થી સંતોષ ન હોય

**૯) શોકાકુલે**: જે માનવી નિરંતર કલેશ કરતો રહે, સંસારીક લૌકીક જીવનમાં શોકથી આકુલવ્યાકુલ રહેતો હોય.

**૧૦) ભયાક્રાન્તે**: જે સદાય ભયથી કાપતો હોય જેવી રીતે ચોરીનો, રાજ્યનો, જ્ઞાતિસંબંધિત, દેહ સંબંધી ભય લાગતો હોય.

**૧૧) વિષયધ્યાનતત્પરે**: જેનુ મન સદાયે વિષયો માં ભટકતું હોય. જેવા કે દેહના વિષયો કે સંસારના વિષયો.

**૧૨) અહંકારયુતે**: જે મનુષ્ય અભિમાન યુક્ત રહેતો હોય. તેને પોતાના જ્ઞાતિસંબંધિત,કુળનું, દેહનુ,જ્ઞાનનુ હોય.

**૧૩) ક્રુરે:** જેના હ્રદયમાં અન્ય પ્રત્યે અનિષ્ટ કરવાની ઇચ્છા કરે, બદલો લેવાની ભાવના હોય તે ક્રુર કહેવાય તેવા ના હ્રદયમાં પ્રભુ પધારતા નથી.

**૧૪) દુષ્ટપક્ષેકપૈષકે**: જેઓ ક્રુર હોય તે નિર્દોષ જનનુ અનિષ્ટ કરવાના કાર્યો કરતાં હોય. જેઓ દુષ્ટ કર્મો કરતાં હોય જેવાકે ચોરી,લૂંટ અન્યનો દુરાચારી હોય.

**૧૫) જ્ઞાનમાર્ગેસ્થિતે**: જેઓ જ્ઞાનમાર્ગ ને ઉતમ માર્ગ સમજતો હોય જેથી ગુરુ, સ્વામી સેવકના ભાવ જાણતાં નથી. જ્ઞાનના મદથી પ્રભુ માં અવિકાર લાવી તે સ્વરૂપ સ્થિતિ સમજતાં નથી તેવાને જ્ઞાન માર્ગ સ્થિતિ કહેવાય.

**૧૬) સર્વસામ્યચિંતનભાવિત**: જેઓ સર્વ દેવ એક સમાન સમજી પુર્ણપુરૂષોતમ શ્રી કૃષ્ણ સમજી ને અન્યાશ્રય કરતાં હોય અને તે અન્ય દેવો નુ ચિંતન કરતાં હોય.

૧૭)લૌકિકે સન્મુખે: જે લૌકિક બાબતો ધ્યાનમાં રાખવા મગ્ન રહેતો હોય. લૌકિક બાબતો એટલે મિથ્યા ભાષણ, ધ્યાન, લોકોની નિંદા સાથે ભગવદીયો ની નિંદા, આગળ જોઇ ગયા કે જે કામ,ક્રોધ, લોભ,અહંતા, મમતાના આશ્રયે રહેતા હોય.

**૧૮) કૃષ્ણજનવૈમુખ્યસંયુતે**: લૌકિકમાં પડેલા નિંદા તો કરે પણ જે કૃષ્ણ ભક્ત છે તેની નિંદા કરી કૃષ્ણ ના દર્શનથી વિમુખ રહેતા હોય સાથે સાથે ભગવદીયો થી પણ વિમુખ રહે છે.

**૧૯) કૃષ્ણલીલાદોષદ્રષ્ટૌ**: શ્રી કૃષ્ણ ની વિવિધ લીલાઓ એ આનંદ મય છે તેના બદલે તે લીલામાં દૈષ બુધ્ધિ રાખે.

**૨૦) કર્મજડેડપિ**: શ્રીકૃષ્ણ સેવા સદા કાર્ય ને તજીને જે જીવ કર્મ માર્ગના સાધનોમાં જડ રહે. ઉપાસના માર્ગ શ્રેષ્ઠ સમજે તેવા.

**૨૧) આચાર્યવિમુખે**: આ માર્ગમાં શ્રી મહાપ્રભુજી સર્વોપરી છે તેમના ચરણકમળો થી વિમુખ રહે.

**૨૨) નિત્યસિધ્યાદવિભૂષિતે**: શ્રી મહાપ્રભુજી એ સમજાવ્યું કે નિત્યમ્ શ્રી કૃષ્ણ શરણં મમ: સાથે ભગવદ્ કથા માં રૂચી ને બદલે લૌકિક વાર્તાઓમાં વિશેષ પ્રસન્ન રહેતા હોય.

આ ઉપર બતાવવામાં આવેલા બાવીસ પ્રકારની અવિધા જે ભગવદીયો માં હોય  તેવાના હ્રદયમાં શ્રી હરિ કદાપિ વશતા નથિ. "એતાદશે તુ હ્રદયે હરિર્નૉવિશતે કવચિત" તો આ બાવિસ પ્રકારના દોષ આપણા માંથી દૂર કરવાના પ્રયાસો કરવા. આ દોષો પ્રવેશ નકરે તે માટે સાવધાન રહેવું.

તો કેવા ગુણો ધારણ કરવાથી પ્રભુ આપણા હ્રદયમાં બિરાજે તે બીજા પાંચ શ્લોકમાં શ્રી હરિરાયજીચરણ બતાવે છે જે બીજી વખતે જોઇશું.

જય શ્રી કૃષ્ણ

અગાઉ પાંચ શ્લોકમાં અવિધાના વીસ દોષો બતાવવામાં આવ્યા, તો આ બાવિસ પ્રકારના દોષ આપણા માંથી દૂર કરવાના પ્રયાસો કરવા  તથા આ દોષો પ્રવેશ નકરે તે માટે સાવધાન રહેવું. આ પાંચ શ્લોકમાં બતાવેલી  અવિધા નાશ થાય અને  વિધા સાધ્ય થાય તો શ્રીકૃષ્ણનું હ્રદયમાં પ્રવેશ શકય બને .હવેના પાંચ શ્લોકમાં  વિધાનુ કથન શ્રી હરિરાયચરણ કરે છે.

તો આ પાંચ શ્લોકમાં  વીસ  ગુણો ધારણ કરવાથી પ્રભુ આપણા હ્રદયમાં  બિરાજે છે  તે જોઇએ.

**૧) દીને**: જેનુ હ્દય દીન હોય, જે કોઇ નિંદા ન કરે અથવા જો કોઈ કટુ વચન કહે તો પણ સહન કરે. શ્રી મહાપ્રભુજીએ બતાવ્યું છે કે પ્રભુ પ્રસન્ન કરવાનો એક માત્ર ઉપાય છે દૈન્યતા. તેથીજ વૈષ્ણવે દૈન્યતા રાખવી.

**૨) શુધ્ધે**: જે દૈન્ય થશે તો મન શુધ્ધ થશે અને  જેનુ મન શુદ્ધ હોય તેના હ્રદયમાં પ્રભુ પધારે.

**૩) નિષ્પ્રપંચ**: જેનુ મન શુદ્ધ હોય તેના મનમાં કપટ કે છળ ન રહે. આ શુધ્ધ મનથી જે શુધ્ધભાવથી પ્રભુ નુ નામ સ્મરણ કે ભજન કરે તેના હ્રદયમાં પ્રભુ બિરાજે.

**૪) લીલાચિંતનતયત્પરે**: જેનુ મન શુધ્ધ તે પ્રપંચ રહિત થઈ શકે તે શુધ્ધ ભાવે પ્રભુ નુ સ્મરણ કરે અને શ્રી કૃષ્ણ ની અનેકવિધ આનંદરૂપ લીલાઓના ચિંતનમાં તત્પર રહે તો પ્રભુ તે આનંદ રૂપ લીલા, બાળલીલા, રાસલીલા માનલીલા માં તત્પર રહે.

**૫) સ્વાચાર્યશરણે**: આપણા શ્રી આચાર્ય મહાપ્રભુજી સર્વસ્વ છે. આપના ચરણકમળનો દ્દઢ આશ્રયયુકત રહીને શરણાગતિ ની ભાવના રાખતો હોય.

**૬) નિત્યં સર્વોકામવિવર્જિતે**: જે વૈષ્ણવ શ્રી મહાપ્રભુજી ના ચરણકમળનો આશ્રય કરનાર હોય તે લૌકિક કે વૈદિક કર્મ થી રહિત હોય. તે લૌકિક પદાર્થ ઉપર આશક્તિ કરતો નથી. વૈદિક કર્મ કરતો હોય પણ તેમાં કાપટ્ય ભાવ રાખતો હોય. શ્રી આચાર્ય મહાપ્રભુજી એ પુષ્ટિ-પ્રવાહ-મર્યાદા ભેદ ગ્રંથમાં પણ કહે છે કે "લૌકિકત્વં વૈદિકત્વં કાપટ્યાતેષુ વિપર્યેય: " આવાં વૈષ્ણવના હ્રદયમાં પ્રભુ પધારે છે.

**૭) વ્રજસ્ત્રીચરણાભોજરેણુપાપ્ત્યભિલાષુકે**: શબ્દો સમજીએ તો વ્રજ, સ્ત્રી ચરણ, અભોજ એટલે કમળ , રેણુ-રજ, પ્રાપ્ત, અભિલાષા, ઉત્સુકતા. વૈષ્ણવોના મનમાં એકજ અભિલાષા હોય કે, ક્યારે વ્રજની સ્ત્રીઓ એટલે ગોપીઓના ચરણકમળની રજ અમને મળે. આ વાત શ્રીમદ્ ભાગવતમાં ઉધ્ધવજીના પ્રસંગે સમજવા મળે છે. આ ઉધ્ધવજી વ્રજમાં જ્ઞાન લઈ ને જાય છે પરંતુ વ્રજની ગોપીઓનો નિષ્વાર્થ પ્રેમ ને વશ થઇ ગયા અને કહેવા લાગ્યા "વંદે નંદ વ્રસ્ત્રીણા પાદરેણુમ ભીક્ષ્ણશ: યાસા હરિ કથોદગિતં પુનાતિ ભવનત્રયમ || આ વ્રજ ભક્તો ના ચરણાવિન્દની રજનું સેવન કરનાર વૃદાવન ને વારંવાર વંદન કરે છે. આ ચરણ રજની નિરંતર આકાક્ષા રાખે છે. તો આ ચરણ રજની અભિલાષા રાખે તેવાના હ્રદયમાં પ્રભુ બિરાજે.

**૮) ગુણગાનપરે**: આ કલીયુગ એ દોષનો ભંડાર છે તેમાં એક મોટા માં મોટો ગુણ છે શ્રી કૃષ્ણના ગુણગાન. જે વૈષ્ણવ સદાય શ્રી કૃષ્ણના ગુણગાનમાં તત્પર હોય, પ્રભુ ના કીર્તન કરતો હોય તેને પ્રભુની પ્રાપ્ત થાય છે.

**૯) કૃષ્ણનામાડર્થપરિભાવુકે**: જો. ભગવાનના ગુણગાન આવા બંધન દુર કરવા સમર્થ હોય તો નામ તો ઉતમજ કહેવાય. એટલે ભગવાન નુ નામ સમજી કે સમજ વિના લેવામાં આવે તો પણ ફળદાયી છે. હરિનાનામનો મહિમા આપણને શ્રીમદ્ ભાગવતમાં અજામીલના પ્રસંગે સમજાય છે. બીજો પ્રહલાદના પ્રસંગે પણ પણ બતાવવામાં આવે છે. તો જે વૈષ્ણવ ભાવથી શ્રી કૃષ્ણ નુ નામ સ્મરણ કરતાં રહેતા હોય તેના હ્રદયમાં પ્રભુ પધારે.

**૧૦) અનન્યેડનન્યસેવૈકનિષ્ઠાતત્પરતાં**: જેઓ અનન્ય ભાવવાળા છે. અનન્ય ભાવથી ભક્તો ની સેવા માં જેમની નિષ્ઠાપૂર્વક તત્પરતા છે. તેનો અર્થ એવો છે કે જેઓ શ્રી કૃષ્ણમાં અનન્ય ભાવવાળા હોય, શ્રી કૃષ્ણ ની સેવા,સ્મરણ અને કથાનુ શ્રવણ કરે. જે શ્રી મહાપ્રભુજી અને ભગવાનમાં અનન્ય ભાવથી દ્રઢ નિષ્ઠા વાન રહી ને અન્યાશ્રય થી દૂર રહે.

**૧૧) ભગવદ્ધર્મનિરતે**: જેઓને ભગવદ્ ધર્મમાં પ્રીતિ હોય. મતલબ કે ભગવદ્ સેવા માં રતિ રહે, પ્રભુ સર્વસ્વ છે. તેમ સમજી સમર્પિત રહે.

**૧૨) વિરકતે**: જે સમર્પિત છે તે વિરકત રહેવા માટે સદાય ભગવદ્ ગુણગાન કરતાં, આ સંસારદિક કાર્યો પણ એક સાક્ષિવત રહીને કરતો હોય. જેમ સિધ્ધાંત રહસ્ય ગ્રંથ માં કહે છે કે 'તસ્માદાદૌ સર્વકાર્ય, સર્વવસ્તુ સમર્પણમ્ ' એ પ્રકારે ભગવદ્ધર્મમા રતિ રાખનાર વિરકતના હ્રદયમાં પ્રભુ પધારે.

**૧૩) ગુણસંગિની**: જેઓ ભગવદ્ ધર્મ માં પ્રિતી રાખે, વિરકત રહે તેવા ભગવદીયો ના હ્રદયમા ભગવદ્ ગુણો ભરેલા રહે. આ ભગવદ્ ગુણો સાથે શ્રી પ્રભુ ના ગુણગાન કરતા રહેતા હોય.

**૧૪) કૃષ્ણાર્તિભાવસંયુક્તે**: જેઓ શ્રી કૃષ્ણની આર્તિ તથા ભાવથી ભરેલાં છે. ભગવાન શ્રી કૃષ્ણ માં પ્રિતિ થાય, અનન્ય ભાવે ગુણગાન કરતાં જ્યારે શ્રી કૃષ્ણમાં આર્તિ થાય તો પ્રભુ પધારે. જ્યારે આર્તિથી ભક્ત ક્લેશયુક્ત બને ત્યારે કૃપાયુક્ત સદા આનંદમય પ્રભુ હ્રદયમાં ભાવથી નિવેદન થઈને પધારે છે.

**૧૫) સરસેડન્યરસાતિગે**: જેનામાં પ્રભુ પ્રત્યેના પ્રેમરસમાં તરબોળ હોવાથી અન્ય પ્રકારનો લૌકિક રસ જતો રહે તેવા ભક્તોના હ્રદયમાં પ્રભુ પધારે છે.

**૧૬) અચંચલે**: જેઓ ભગવદ્ ધર્મમાં સ્થિર મનવાળા હોય. જેનામાં ભગવદ્ રસમાં તરબોળ હોય તે ભક્તનુ મન સ્થિર રહે,એટલે તેવો ભક્ત અન્ય માર્ગમાં ચલાયમાન ન થવાથી તેના હ્રદયમાં પ્રભુ પધારે છે.

**૧૭) કૃષ્ણલીલાચંચલે**: જેનુ મન સ્થિર રહે તેને અન્ય વિષયાદિકમાં રસ રહે નહીં તેને શ્રી કૃષ્ણની અનેક નાના પ્રકારની લીલાઓ માં અતિચંચલ હોય. તેવા ભક્તો ક્ષણેક્ષણે પ્રભુની લીલાઓ માં નિમગ્ન થઈ જાય તેવો હોય.

**૧૮) દર્શનાકુલે**: જેઓ શ્રી કૃષ્ણ લીલામાં નિમગ્ન રહેતો હોય તે પ્રભુ ના દર્શન માટે આકુલવ્યાકુલ રહે તે વૈષ્ણવના હૃદયમાં પ્રભુ બિરાજે.

**૧૯) મનોરથશતાક્રાંતે**: આ પ્રકારે લીલા સહિત દર્શનમાં મગ્ન રહેતો ભક્ત શ્રી કૃષ્ણમાં અનેક મથોરથ સેવતો હોય. જે પ્રભુના સુખાર્થ હોય.

**૨૦) સર્વોદાસાન્યસંયુતે**: શ્રી કૃષ્ણ પ્રભુના સુખાર્થ અનેક મનોરથ કરવા સર્વસ્વ પ્રભુને વિનિયોગ કરાવે, શ્રી કૃષ્ણમાં સર્વાત્માભાવ રાખી તન મન ધનથી સેવા કરતાં હરિ અને ગુરુમાં દાસત્વ રાખી લૌકિકમાં ઉદાસીનતા રાખતાં તે ભક્તના હૃદયમાં પ્રભુ પધારી બિરાજમાન થાય.

આ પ્રકારે શ્રી હરિરાયજી કહે છે કે જેમ વ્રજભક્તોની પંચપર્વા અવિદ્યા દુર થઈ વિદ્યા સિધ્ધ થઇ તેમ જો વૈષ્ણવ આ બાવીસ દોષોથી મુક્ત થઈ આ વીશ ગુણો ને ગ્રહણ કરે તો શ્રી કૃષ્ણ તેના હૃદયમાં તત્ક્ષણ પધારે છે અને સ્વરૂપાનંદનો અનુભવ કરાવે છે.

# શિક્ષાપત્ર તેત્રીસમું

અગાઉ શિક્ષાપત્રમાં આપણને શ્રી હરિરાયચરણ બે વાત શિખવે છે ૧) પુષ્ટિજીવે પોતાનું સ્વરૂપ સમજવું એટલે કે પોતાનું વરણ શ્રી મહાપ્રભુજી દ્વારા પ્રભુએ આ જીવનું વરણ કરવામાં આવેલું છે. ૨) પુષ્ટિજીવ તરીકે આપણા હૃદયમાં ભગવદ્ ભાવની વૃધ્ધિ કેવીરીતે થાય તેના ઉપાય સતત વિચારવા અને આચરણ માં મુકવા પ્રયત્નો કરવા. ત્યારપછીના શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજીએ પુષ્ટિજીવોને આપણામાં રહેલા કેટલાક દોષો બતાવી, આ દોષો હૃદયમાંથી દૂર કરવા પ્રયત્નો કરવો. આ દોષો દુર કરીને કયા સદગુણો હૃદયમાં સ્થાપવા જોઈએ તે ગુણોનું વર્ણન કરવામાં આવેલા છે. જો આપણે આ સદગુણો હૃદયમાં ધારણ કરવામાં આવેતો ભગવદ્ ભાવની વૃધ્ધિ થાય ત્યારે, પ્રભુ તે પુષ્ટિજીવના હૃદયમાં બિરાજમાન થાય.

જ્યારે આ સદગુણો ધારણ થાય અને પ્રભુ બિરાજે તો આ પ્રભુ સદાય બિરાજે તેમાટે પુષ્ટિજીવે શું કરવું જોઇએ તેનું આ તેત્રીસમાં શિક્ષાપત્રમાં નવ શ્લોકમાં શ્રી હરિરાયચરણ બતાવી રહ્યા છે.જ્યારે આપણે આ શિક્ષાપત્રનું ચિંતન થાય ત્યારે આપણને શ્રી હરિરાયજીની કૃપાથી પુષ્ટિજીવની પૂર્ણતા થાય.આ બતાવેલા ગુણોથી સુશોભીત એવા પુષ્ટિજીવની પુર્ણતાના દર્શન આ શિક્ષાપત્રમાં આપણને કરાવે છે. આપણે આ શિક્ષાપત્રને સાવધાની રાખી શ્રવણ કરી હૃદયમાં ધારણ કરવાનું છે.

આ તેત્રીસ માં શિક્ષાપત્રમાં ભગવદ્ કૃપા નુ મુળ દૈન્યતા અને નિ:સાધનતાની ભાવના દ્વારા ભગવદ્ કૃપા પ્રાપ્તિ નું નિરૂપણ છે.

આ પુષ્ટિમાર્ગમાં સર્વ કાર્ય એક માત્ર પ્રભુની ઇચ્છા જ કારણરૂપ છે. જ્યાં સુધી એ ઇચ્છા પ્રતિકૂળ હોય તો ફળદાન માં વિલંબ થાય છે. જો પ્રભુની ઇચ્છા હોય તો ગમેતેમ કરીને વગર સાધને પણ ફળ પ્રાપ્ત થાય છે.

આ પ્રતિકૂળતા નું આવરણ નાશ કરીને ભગવદ્ કૃપાનું પ્રથમ પગથિયું શ્રી હરિરાયચરણ બતાવે છે કે વૈષ્ણવો માટે દીનતા છે. જેના જીવનમાં દીનતા જાગે તેના જીવનમાં શાંતિ આવે. આ પુષ્ટિમાર્ગમાં જીવકૃત સાધનથી ફળ મળતું નથી પણ પ્રભુકૃપા ત્યારે જ થાય. એટલે કે જ્યારે ભગવદ્ ઇચ્છા થાય. આ પ્રતિકૂળતા પણ દૈન્યતા કરવાથી નિર્વુત થાય છે.

જો ભગવદ્ ઇચ્છા અનુકુળ થાય તો પછી દાસને માટે કશુંયે દુર્લભ નથી. માટે પુષ્ટિજીવ માટે દૈન્યતા જ એક માત્ર સાધન છે. પ્રભુ પણ જીવની દીનતાથી પ્રસન્ન થાય છે. લૌકિક જગતમાં પણ દીન ઉપર બીજાને દયા આવે છે. દીનતાથી જ શરણાગતિ થશે. જે શરણે આવશે તેને તારશે. શ્રીમદ્ ભાગવતમાં પણ અનેક પ્રસંગો આવે છે જે શરણે આવ્યા ત્યારે પ્રભુએ એમનો ઉધ્ધાર કર્યો, તેથી એક પ્રભુ ના આશ્રયપૂર્વક દીનતા રાખવાથી પ્રભુની કૃપા પ્રાપ્ત થાય.

આ પુષ્ટિમાર્ગમાં દીનતા એજ પરમ સાધન છે એમ સમજી પુષ્ટિમાર્ગમાં ફળની ઇચ્છાવાળા જીવોએ દૈન્યતા રાખવી. આવી દીનતાના દર્શન અનેક ભગવદીયો માં થાય છે. આપણા જીવનમાં દૈન્યતા આવતી નથી કારણકે આપણા જીવનમાં અભિમાન અને મદ છે. તેથી શ્રી હરિરાયચરણ સમજાવે છે કે દીનતા અને અભીમાન એકબીજા ના વિરોધી છે. તો આ માર્ગમાં ફળની ઇચ્છાવાળા જીવોએ

પ્રયત્નપુર્વક અભીમાન અને મદનો ત્યાગ કરવો. અભીમાન ના ત્યાગ કરવાથી દીનતા પ્રગટ થશે.દીનતાથી પ્રભુને સંતોષ થાય છે. શ્રી મહાપ્રભુજી પણ વિવેક ધૈર્યાશ્રય ગ્રંથ માં કહેછે " અભિમાનશ્ર્ચ સંત્યાજય: સ્વામ્યધીનત્વભાવનાત્ |" આનો અર્થ એ છે કે હું સ્વામીને આધીન છું એ ભાવનાથી અભીમાન નો ત્યાગ કરવો. આ જીવ એ પ્રભુનો દાસ છે, જ્યારે આપણા માં દાસપણુ આવશે તો કદાપિ અભીમાન કરશે નહિ. એટલું યાદ રાખવું કે જ્યારે અભિમાન આવશે ત્યારે દાસત્વ નાશ થાય છે. દાસત્વ નાશ થવાથી દીનતા પણ નાશ થાય છે. જ્યારે આપણને સંસારમાં મમત્વ હોય ત્યારે આપણે આ મમત્વ ટકાવવા અભીમાન આવે જે આપણને દીનતાથી દૂર કરે છે. તેથી આપણે મમત્વનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો, મમત્વ ત્યાગ થતાં અભીમાન દુર થશે, અભીમાન દુર થતાં જ દીનતા આવશે. આ મમત્વ દુર કરવા શું કરવું? તો શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે આપણા જીવનમાં આપણે પ્રયત્ન પુર્વક ઈન્દ્રિયોની દુષ્ટતા દુર કરવી. આ ઈન્દ્રિયોની દુષ્ટતા અને અભીમાન છોડવું બોલવા જેટલું સહેલું નથી. તેથી શ્રી હરિરાયચરણ આગળ કહે છે કે આપણે પુષ્ટમાર્ગીય જીવ એ શ્રી મહાપ્રભુજી દ્વારા શરણાગત છે. આપણા સ્વામી શ્રી ઠાકોરજીનો આશ્રય દ્દઢ રાખવો. આપણા સ્વામી સર્વદોષો અગ્નિ સ્વરૂપ શ્રી મહાપ્રભુજી ના સંબંધ માત્રથી ક્ષણમાત્ર માં ભષ્મ થઈ જાય છે. આથી આપણા શ્રી મહાપ્રભુજીનો અને આપશ્રીના પરાયણ હોય તેવા નો આશ્રય કરવો.એટલે શ્રી હરિરાયચરણ પ્રથમ પગથિયું બતાવે છે કે વૈષ્ણવે દીનતા અને શ્રી મહાપ્રભુજીનો દ્રઢ આશ્રય કરવો.

હવે બીજું પગથિયું બતાવે છે કે શ્રી મહાપ્રભુજીના વિવિધ ગ્રંથો ઉપલબ્ધ છે આ ગ્રંથોનો સ્વાધ્યાય કરવો. ગ્રંથોનો સ્વાધ્યાય એટલે કે આપશ્રી ના ગ્રંથોનો અભ્યાસ કરી ને તેનો મુળ અર્થ સમજવો. આ સ્વાધ્યાય દ્વારા જેતે ગ્રંથમાં કરેલી આજ્ઞાઓને જીવનમાં ઉતારવાનું શિક્ષણ મળે છે તેમજ આ ગ્રંથોનું ચિંતન થશે. જેતે ગ્રંથોને મુળ અર્થ સાથે સમજતા આપણા હ્રદયમાં ભગવદ્ સિધ્ધાંતોનો અનેરો પ્રકાશ થાય છે. ઉદાહરણ તરીકે આપણે સમજીએ કે શ્રી મહાપ્રભુજી રચિત ષોડશ ગ્રંથમાં ચતુ:શ્લોકી માં આવે છે "સર્વદા સર્વ ભાવેન" આ પદનો અલગ અલગ રીતે અર્થ બતાવે છે જો તે અર્થોની સમજપુર્વક ચિંતન કરીને ભગવદ્ સેવામાં રહીએ તો સેવામાં આનંદ આવે. એટલે શ્રી હરિરાયચરણ બીજું પગથીયુ બતાવે છે ગ્રંથોનો સ્વાધ્યાય કરવાથી શ્રી મહાપ્રભુજીના ચરણમાં આશ્રય થશે. શ્રી મહાપ્રભુજીનો દ્દઢ આશ્રય થશે અને અન્યાશ્રય છૂટશે.

ત્રીજું પગથિયું બતાવે છે કે દુ:સંગની નિવૃત્તિ. દુ:સંગનો ત્યાગ કરવાથી અન્યાશ્રય છુટશે. જો અન્યાશ્રય છુટવાથી જ શ્રી વલ્લભાચાર્યજી ના ચરણકમળનો દ્રઢ આશ્રય થશે. પ્રાચીનકાળમાં એવુ કહેવાતુ કે સંગ એવાનો કરવો જેને શ્રી મહાપ્રભુજીના ગ્રંથો અને સિધ્ધાંતો માં વિશ્વાસ હોય. આપણા શાસ્ત્રોમાં અભ્યાસ હોય પણ વિશ્વાસ ન હોય તો સત્સંગ સાથે દુ:સંગ ભળશે.

ચોથુ પગથિયું જો દુ:સંગ છુટશે તો સત્સંગ થશે પણ આવા ભગવદીયો સાથે સત્સંગ માટે આતુરતા રાખવી. સત્સંગ જ્યાં ભગવદીયો મળે તેની સાથે કરવો.

પાંચમુ પગથીયું જોઈએ તો સેવા, જો સત્સંગ માં રૂચિ થશે તો ભગવદ્ સ્વરૂપનુ જ્ઞાન થશે. જો ભગવદ્ સ્વરૂપનુ જ્ઞાન થવાથી સેવા કરવાની ઇચ્છા થશે. તેનાથી શ્રી મહાપ્રભુજીનો આશ્રય રહેવાથી સતત સેવા માં રૂચી થશે. શ્રી મહાપ્રભુજી ની કાનિથી ભાવની વૃધ્ધિ થશે.

આ સિધ્ધ થતાં આપણો અન્યાશ્રય છુટશે, તેથી કામ,ક્રોધ, લોભ જેવા દુર્ગુણો દુર થાય અને આપણામાં દીનતા અને નિ:સાધનતા સિધ્ધ થાય. તો શ્રી હરિરાયચરણ સૌ પ્રથમ દીનતા સિધ્ધ થાય તેવા પ્રયત્નો કરવાની શીક્ષા અહીં આપે છે. આ પુષ્ટિમાર્ગમાં જો કોઇ પ્રથમ આવશ્યક્તા હોયતો તે દીનતા છે. જે જીવ દીનતા માટે સતત જાગ્રત રહે અને ભગવદ્ કૃપા માટે અભિલાષા સેવે એવા પુષ્ટિજીવને શ્રી મહાપ્રભુજી દીનતાનું દાન કરે છે.

આમ આ શીક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ દૈન્યનું અને નિ:સાધનતા નું સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યું છે તેનુ મનન અને ચિંતન આપણે કરવું જોઇએ.

# શીક્ષાપત્ર ચોત્રીસમું

શ્રી હરિરાયચરણ આ ચોત્રીસમાં શીક્ષાપત્રમાં ભક્તિમાં નડતા પ્રતિબંધો અને તેના નિવૃત્તિ ના ઉપાયો તેત્રીસ શ્લોકમાં બતાવે છે.

ભક્તિના બે પ્રકાર નીરૂપણ શ્રી હરિરાયજીએ આ શીક્ષાપત્રમાં બતાવે છે. ૧) ચરણારવિન્દની ભક્તિ ૨) મુખારવિંદની ભક્તિ. ભક્તિ ને સમજતાં પહેલાં ભક્તિ નો સિધ્ધાંત સમજવો પડશે, ભક્તિનો આચાર્યચરણે અર્થ કર્યો છે કે ભજ સેવાયામ્ એટલે ભજનો અર્થ થાય

સેવા. આ ભજ ધાતુમાં કિતન્ પ્રત્યય લાગતા ભજ+કિતન્ નો શબ્દ  બન્યો ભક્તિ,તેનો વિશેષ અર્થ થયો સ્નેહ પુર્વકની સેવા તે ભક્તિ કહેવાય.

તો સદા સેવ્ય શ્રી મહાપ્રભુજી બતાવે છે કે"કૃષ્ણસેવા સદા કાર્યા" એટલે શ્રી કૃષ્ણ સેવ્ય છે. તો શ્રી કૃષ્ણની સેવાથી શું ફળ મળે તેપણ શ્રી મહાપ્રભુજી બતાવી દે છે "માનસી સા પરા મતા" સેવાનું ફળ પણ ભગવાન શ્રી કૃષ્ણ ની સેવા જ છે. આ બે પ્રકારની ભક્તિ એટલે શું? ચરણારવિન્દની ભક્તિ એ દાસ ધર્મ ની ભક્તિ છે. આ ભક્તિ દ્વારા ધર્મ વિશિષ્ટ પ્રભુ અને સાયુજ્ય ફળ પ્રાપ્ત થાય છે. મુખારવિંદની ભક્તિ દ્વારા પ્રભુ સ્વત: પ્રાપ્ત થાય છે,વળી ભગવાનના અધરામૃત ના સેવનરૂપ ફળ પ્રાપ્તિ થાય છે.

શ્રી હરિરાયચરણ આ બે ભક્તિ ના પ્રકાર બતાવી જણાવે છે કે મુખારવિંદની સેવા એ સાક્ષાત સેવારૂપ છે. તેથી કૃષ્ણ સેવા સદા સેવ્ય છે. જે આપોઆપ ફળ પ્રાપ્ત કરાવે છે. આ મુખારવિંદની ભક્તિથી આપણી અહંમતા અને મમતા નો પ્રભુની સેવા માં વિનિયોગ થાય છે અને પ્રભુ પ્રત્યે દૈન્યતા જાગે છે, આગળના શિક્ષાપત્માં જોઇ ગયા કે દૈન્યતા પ્રગટ થાય તો જ પ્રભુ પ્રત્યે પ્રેમ જાગે.પ્રેમ જાગૃત થતાં જ ભગવાન ના સુખનો વિચાર કરતાં કરતાં ભકતનો ભગવાનમાં નિરોધ થાય છે. શ્રી હરિરાયજીએ આ મુખારવિંદની ભક્તિ માટે શું સાધન છે? તો કહેછે શ્રી મહાપ્રભુજી ના ચતુ:શ્લોકી પ્રમાણે"સર્વદા. સર્વેભાવેન, ભજનીયો વ્રજાધિપ: પુષ્ટિમાર્ગિય વૈષ્ણવ માટે શ્રી કૃષ્ણ ની સેવા નો ધર્મ છે. આ સેવાથી દર્શન, સ્પર્શમ્,અને સંયોગ સુધી નો અનુભવ થાય છે, સ્વરૂપ સેવામાં સાક્ષાત્કાર એજ મુખારવિંદની ભક્તિ છે.

ચરણાવિન્દની ભક્તિ એ ધર્મ સેવારૂપ છે એટલે સેવા સ્વરૂપ ચરણાત્મક ભક્તિથી ધર્મ વિશિષ્ટ પ્રભુ પ્રાપ્ત થાય.બ્રહ્મા આદી દેવોએ મર્યાદા સંયુકત ભક્તિ કરી છે. આ મર્યાદા સંયુક્ત ભક્તિથી પ્રભુ પ્રાપ્ત થાય તેમાં શંકા કરવી નહીં. આગળ પ્રશ્ન થાય કે મુખારવિંદની અને ચરણાવિન્દની ભક્તિથી પ્રભુ પ્રાપ્ત થાય તો તેમાં ભેદ શું રહેલો છે? તો શ્રી મહાપ્રભુજી મુખારવિંદની ભક્તિની અધિકતા બતાવી છે તે જોઇએ

જ્યારે ચરણાવિન્દની ભક્તિ માં સાયુજ્ય સંબંધ થાય છે, પણ અધરામૃતનુ સેવન મળતું નથી જ્યારે મુખારવિંદની ભક્તિમાં સાક્ષાત સેવન મળે છે. આ માટે મુખારવિંદની ભક્તિ માં સાક્ષાત પ્રભુના સ્વરૂપાનંદનો અનુભવ થાય છે તેથી મુખારવિંદની ભક્તિ એ પુષ્ટિ ભક્તિ સ્વરૂપ છે. આવી લોભાત્મક અધરામૃત નું સેવનરૂપ ફળની સિધ્ધિ આપનારી ભક્તિ કેવળ પુષ્ટિ દ્વારા જ થાય છે. આ મુખારવિંદની ભક્તિ તો આપણા શ્રી મહાપ્રભુજી ના અનુગ્રહથી જ સિધ્ધ થાય છે.

આ ચરણાવિન્દની ભક્તિ જે મર્યાદારૂપ છે તેનાથી સાયુજ્ય મુક્તિ તે અક્ષર બ્રહ્મરૂપ થાય  જે પુન: પુન: માયામાં લાવે છે. જ્યારે પુષ્ટિમાર્ગિય પ્રભુની ભક્તિ માં પ્રભુ ની લીલારૂપ ફળમાં પ્રવેશ થાય છે. તેથી ચરણાવિન્દની ભક્તિ એ શીતલ ભાવરૂપ છે જ્યારે મુખારવિંદની ભક્તિ એ ઉગ્ર ભાવરૂપ છે. ઉગ્રભાવ એ તાપક્લેશનો ભાવ છે. શ્રી મહાપ્રભુજી એ શ્રી ઠાકોરજીના મુખારવિંદના તાપાત્મક સ્વરૂપ હોવાથી આપશ્રી ના અનુગ્રહથી પ્રાપ્ત થાય છે. આપશ્રી ના અનુગ્રહથી આ દેહ,પ્રાણ, ઈન્દ્રિય પ્રભુની સેવામાં લાગી જાય ત્યારે ભગવદ્ ભાવની વૃધ્ધિ થાય છે.

શ્રી હરિરાયચરણ આગળ કહે છે કે મુખારવિંદની ભક્તિની ઈચ્છા પુષ્ટિમાર્ગિય વૈષ્ણવે કરવી જોઇએ. આ મુખારવિંદની ભક્તિની ઈચ્છા વાળા ભકતો માટે જોકોઇ સાધન હોય તો એક શ્રી મહાપ્રભુજી નો દ્રઢ આશ્રય, જેથી પ્રથમ કર્તવ્ય શ્રી આચાર્યચરણના શરણે આવી નામ નીવેદન કરીને આપશ્રીના ચરણકમળનો આશ્રય કરવો એથી સઘળું સિધ્ધ થશે.

આ જે બે ભક્તિ નું નિરૂપણ કરવામાં આવ્યું તેના સાધનો કેવા હોય તે બતાવતા શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે શ્રી આચાર્યજીની કૃપાથી આપણા હ્રદયમાં ભક્તિ સ્થિર થાય તે માટે પ્રયત્ન કરવો. તે માટે નીરૂપણ કરે છે  જેમ મર્યાદા ભક્તિ માં બ્રહ્મ ભાવ મુખ્ય સાધન છે તેમ પુષ્ટિભક્તિ માર્ગ માં સર્વાત્માભાવ એ મુખ્ય સાધન છે. આ સર્વાત્માભાવ માટે શ્રી મહાપ્રભુજી ચતુ:શ્લોકી માં આજ્ઞા કરે છે કે "સર્વદા સર્વ ભાવેન, ભજનીયો વ્રજાધિપ:" સર્વ ભાવ એટલે શ્રી આચાર્યચરણ પુષ્ટિભક્તિ માં  સર્વાત્માભાવ ને સાધન બતાવવા કહે છે કે સર્વ ભાવથી વ્રજરાજકુંવરની સેવા કરવી. આ સેવામાં વ્રજભકતોનો સર્વાત્માભાવ વિચારવો. સર્વાત્માભાવ એટલે શું? તે વિષય ઉપર મહાનુભાવો એ જુદી જુદી રીતે અર્થો બતાવે છે. શ્રી હરિરાયજીએ પણ અહીં સર્વે ભાવનો અર્થ બતાવે છે. આપણે સર્વનો અર્થ જાણીએ છીએ કે સર્વ એટલે પુરેપુરો ભાવ શબ્દનો અર્થ લૌકિક માં થાય ગમશે. શ્રી મહાપ્રભુજી ભાવ શબ્દની વ્યાખ્યા કરી કે પ્રભુમાં જે પ્રેમ થાય તેને ભાવ કહેવાય. પ્રેમ એટલે જેમ વ્રજભકતોનો ભગવાન શ્રી કૃષ્ણ માટે રહેલો છે તેવો પ્રેમ. પ્રભુમાં પ્રેમ એટલે નિષ્કામ, નિરુપાધિક,નિર્દોષ પ્રેમની વાત કરવામાં આવે છે. આવો નિરુપાધિક પ્રેમ એટલે અહેતુક પ્રેમ થાય અને તેવા ભાવથી સેવા કરવી. આ સર્વાત્માભાવ ફલિત થાય અને દેહ અંત:કરણ આત્મા સર્વે એના સ્વરૂપ બને તો એવા સર્વાત્માભાવ થી ભગવાન માં

આત્મભાવ થાય ત્યારે સર્વ ઇન્દ્રિય પ્રભુ માટે ઉપયોગી બની જાય છે.આવો ભાવ જાગૃત થાય તે માટે શ્રી કૃષ્ણ ની સેવા શ્રી મહાપ્રભુજી ના સિધ્ધાંત અનુસાર કરતાં આપણા હ્રદયમાં સર્વાત્માભાવ ફલિત થાય.

જ્યારે સર્વાત્માભાવ ફલીત થાય અને સર્વ ઇન્દ્રિયો પ્રભુ પાસે ઉપયોગી બને ત્યારે આ દેહસંબંધિ ઇન્દ્રિયોની સિધ્ધિ પણ આવા ભગવદીયો રાખતાં નથી. આ ભગવદીયો પોતાના દેહના સુખ કે લૌકિક કાર્યો પણ પ્રભુ સિદ્ધ કરશે તેવી અપેક્ષા રાખતા નથી. પરંતુ પ્રભુની સેવામાં આ દેહ અને ઇન્દ્રિય જોડાય તે માટે પોતાના દેહ ની રક્ષા કરતાં હોય છે. આ રીતે પ્રભુની સેવામાં કોઇ સ્વાર્થ બુધ્દ્ધિ રાખતાં નથી. તેવા ભગવદીયો નો ભગવદ્ ભાવમાં સર્વોત્તમ ભાવ અને સ્વાર્થ પણ પણ ભગવાન જ હોય છે,કારણકે પોતાને સહજ પ્રીત ગોપાલ ઉપર હોય છે. આપણે એક કીર્તન માં બોલીએ છીએ કે "સહજ પ્રીત ગોપાલ ભાવે " આ કીર્તન માં પરમાનંદદાસજી બહુજ સુંદર રીતે બતાવે છે કે આ ગોપીજનોને ગોપાલ ઉપર પ્રીત કરવા કોઇ પ્રયત્ન કરવો પડતો નથી. આ ગોપાલ નંદબાબાને ત્યાં પ્રગટ થતાં જ પ્રીત થઇ જાય છે.

અહીં શ્રી હરિરાયચરણ બહુજ સુંદર દષ્ટાંત આપતા સમજાવે છે કે લૌકિકમાં જો ધનપતીનું ધન નષ્ટ થાય તો માનવી પારાવાર દુઃખ થવાથી પ્રાણ ત્યાગ એટલે આપઘાત કરવા સુધી પહોંચી જાય છે, કારણકે તેની પ્રિતિ ધનમાં હોય છે તેવી પ્રિતિ જો ભગવદ્ સેવામાં આપણા ભગવદ્ સ્વરૂપમાં લાગી જાય તો સેવાના અભાવમાં પ્રાણત્યાગ સમાન દુઃખ લાગે છે. એટલે લૌકિક વૈદિકનો ત્યાગ સહજ રહેલો હોય છે. જેમાં કોઇ ફળની અપેક્ષા ન રહેલી હોય તેવા ભાવ ને સર્વે ભાવ કહેવાય છે. ટુંકમાં આપણા પુષ્ટિમાર્ગમાં લૌકિક વૈદિકની ઇચ્છા નહીં રાખતાં નિરપેક્ષ રહેવું એથી સર્વાત્માભાવ એક પ્રભુમાં રહે. આ રીતે નિરપેક્ષ રહેવા પુષ્ટિમાર્ગીય જીવે ભગવદ્ સેવા કરતાં ભગવદ સ્વરુપમાં મન રાખવું. આમ કરતાં સર્વાત્મભાવ ફળરૂપ ત્યારે જ બને જ્યારે સહજ પ્રિતિ ગોપાલ માં હોય.આવી સહજ પ્રિતિ થાય તેના સાધન અને સહજ પ્રિતિ થવામાં નડતા પ્રતિબંધો શ્રી હરિરાયચરણ આ શિક્ષાપત્ર માં આગળ બતાવે છે તે આગળ જોઇશું.

જય શ્રી કૃષ્ણ:

આપણે આગળ જોઈ ગયા કે સર્વાત્માભાવ સિધ્ધ થાય ત્યારે ફળ મળે. પુષ્ટિમાર્ગમાં પરમ ફળ સર્વાત્મભાવ ની સિધ્ધિ છે. જ્યારે સર્વાત્માભાવ. સિદ્ધ થાય ત્યારે હ્રદયમાં અંત:કરણમાં વિપ્રયોગ ધર્મી સ્વરૂપનો રસાનુભવ થાય. સર્વાત્માભાવ સિધ્ધ થયો ત્યારે જાણવો કે જ્યારે અંત:કરણમાં સાક્ષાત ભગવદરસનો અનુભવ થાય. આ માર્ગે માં સર્વાત્માભાવ ક્યારે સિદ્ધ થાય તો શ્રી હરિરાયચલણ બતાવે છે કે આ માર્ગમાં દીનતા એ એકજ મુખ્ય સાધન છે, શ્રવણાદિક એ મુખ્ય સાધન નથી. દૈન્યતા થી પ્રભુ સંતુષ્ટ થાય છે. દીનતાથી અભિમાન નિવૃતિ થાય છે અને જીવના દોષ નાશ થાય છે ત્યારે શ્રી ઠાકોરજી પ્રગટ થઈ ને દર્શન આપે છે.

શ્રીમદ્ ભાગવતના રાસપંચાધ્યાય પ્રકરણમાં વ્રજભકતોએ ગોપીગીત દ્વારા ગુણગાન કર્યા પછી જ્યારે નિ:સાધન થઇ દીનતા પુર્વક રૂદન કર્યું ત્યારે પ્રભુ તત્કાલ પ્રસન્ન થઈને પધાર્યા. જ્યાં સુધી શ્રવણાદિક સાધનના બળનો મનમાં વિચાર થાય ત્યાં સુધી દૈન્યતા આવતી નથી. દૈન્યતા થતાં પ્રભુ સંતુષ્ટ થાય છે અને પ્રગટ થાય છે. એટલે જીવે જે દૈન્ય ભાવનો નાસ કરનાર હોય તે સર્વે વિરોધી સમજી તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરવો. એટલે આ માર્ગ માં જે ક્રિયા ઓ સાધનરૂપ છે તે આ માર્ગ થી વિરુદ્ધ છે તેનાંથી દૂર રહેવું.

આ જીવતો સ્વભાવથી દુષ્ટ છે શ્રી મહાપ્રભુજી બાલબોધ ગ્રંથમાં કહે છે અને "જીવા:સ્વભાવતો દુષ્ટા-દોષભાવાય સર્વદા" એટલે જીવ સ્વભાવ થી દુષ્ટ છે પરંતુ સ્વરૂપથી દુષ્ટ નથી. આપણો આ માર્ગ માં શ્રી મહાપ્રભુજી દ્વારા અંગીકાર થયો છે તેથી જીવનો ધર્મ છે કે દાસભાવથી સદા ભગવદ્ સેવા કરવી. જયારે દાસભાવ કેળવવાથી આ જીવમાં રહેલો મદ,લોભ આદી લૌકિકતા નો પ્રભુ નાશ કરશે અને તેનામાં દૈન્ય ભાવની વૃધ્દ્ધિ કરશે. આ જીવનો પ્રભુ એ અંગીકાર કર્યો છે તેથી નિર્વાહ પણ પ્રભુ નિશ્ર્ચિત કરશે જેથી ભગવદાશ્રયવાળાઓ ને જો દંડ થાય તેને પણ પ્રભુનો અનુગ્રહ માનવો જોઇએ. તેમ થવાથી જીવમાં દૈન્યતા આવશે અને એમ કહેવાશે હે પ્રભુ આપનો હું દાસ છું આપને જે ઈષ્ટ લાગે તેવી રીતે આપનો માનીને જે કાંઇ પરિષ્થિતિમા રાખશો તે આપની કૃપા છે. તેથી એમ કહેવાય છે કે પ્રભુ સ્વજનોને દંડ આપે છે અને પારકા ની ઉપેક્ષા કરે છે. એટલે આપણે સતત આર્તિ પ્રભુમાં રાખવી એજ આપણુ કર્તવ્ય છે.

જ્યારે ભક્તને ભગવાનની લીલા નો અનુભવ માટે આર્તિ થાય ત્યારે ભક્ત ની આર્તિ જોતા પ્રભુ પ્રસન્ન થાય. આ માટે શ્રી હરિરાયચરણ ચાર શ્લોકમાં ત્રણ શરત મુકે છે પહેલી શરત પ્રભુ માટે ભક્ત ને આર્તિ થાય ત્યારે પ્રભુ પ્રસન્ન થાય પરંતુ તેવા ભકતે સમાન ભાવવાળા ભગવદીયોનો સંગ કરવો તેથી ભાવનાની વૃધ્દ્ધિ થાય.. બીજી શરત માનવી વાઘ જેવા હિંસક પ્રાણી થી ડરતો હોય છે, તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે. તેમ ભકતે દુસં:ગથી ડરતાં રહેવુ. આ પ્રાણી તેનુ ભક્ષણ ના કરે તે માટે તેનાથી દૂર રહે છે તેમ દુસં:ગ ભકતોનો

ભગવદ્ ભાવ ભક્ષણ કરે છે. તેથી  આપણો ભગવદ્ ભાવ નાશ ન થાય માટે  દુસં:ગથી દૂર રહેવુ. આપણે શ્રીમદ્ ભાગવતનો ભરત રાજાનો પ્રસંગે યાદ કરવો રાજા ભરતને દુસં:ગથી પ્રભુ થી બહિર્મુખ થયા,બીજો પ્રસંગ મહાભારત નો ભિષ્મદાદા દુસં:ગ અને અન્નદોષથી પ્રભુ થી વિમુખ થયા. ત્રીજી શરત ચિત્ત ને લૌકિક આવેશથી  દુર રાખવુ. જો ચિત્ત લૌકિક આવેશમાં ઓતપ્રોત થાય તો અલૌકિક ભાવનો નાશ થાય છે. આ લૌકિક આશક્તિ આપણી બુધ્ધિ અને હ્રદય ને દુષિત કરે છે. માટે ઉત્તમ પ્રકાર એ છે કે સમાન ભાવવાળા સાથેજ વ્યવહાર રાખવો,જેથી આપણો ભગવદ્ ભાવ નાશ થાય નહીં.

ઉપર આપણે સમજ્યા કે લૌકિક આવેશથી ભગવદ્ ભાવનો નાશ થાય છે. આ લૌકિક આવેશથી ભગવદ્ ભાવનું રક્ષણ કરવુ જોઈએ. તો પ્રશ્ન થાય કે લૌકીક આવેશથી ભગવદ્ ભાવનું રક્ષણ કેવી રીતે કરી શકાય? શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે આ સર્વનું મૂળ છે આપણું ચિત, ચિત્તમાં સતત લૌકિક વિષયો રમતાં રહેશે તો કદાપી મન લૌકિક માંથી દૂર થશે નહીં તે માટે હ્રદયમાં વૈરાગ્ય અને સંતોષની ભાવના કરવી કારણકે નિરંતર તેના અભ્યાસ થી મન લૌકિકમાંથી નિવૃત્ત થશે. આ માટે દુ:સંગ જવાબદાર છે તો આ દુ:સંગ દોષનો નાશ કરવા વૈરાગ્ય અને સંતોષ છે. તે માટે  આઉભય સ્વરૂપે નિરંતર હ્રદયમાં ધારણ કરવા.વૈરાગ્ય ના ચિંતન થી કામાદિક વિષયો નાશ થશે. વૈરાગ્ય નું ચિંતન કરતાં લોભવૃતિ નિવૃત્ત થાય અને તેનાથી સંતોષ સેવાશે. આપણા ચિતમાં જો કામ અને લોભ હોય તો આ બંને ભક્તિ માટે બાધક છે.કામ પ્રગટ થવાથી ઈન્દ્રિયો પ્રભુથી તથા ભગવદ્ધર્મ થીવિમુખ થાય છે અને કામ અને લોભથી હ્રદયમાં પ્રાખંડ પ્રગટ થાય છે. પ્રાખંડ ના પરીણામે કદાપી સંતોષ થતો નથી એટલે ભગવદ્ ભાવની રક્ષા માટે કામ અને લોભનો નાશ કરવો. કામ અને લોભથી સંતોષ મેળવવા વૈરાગ્ય થી બંન્ને નો નાશ કરવો. આ કામ અને લોભની વચ્ચે બેઠેલો એ ક્રોધ છે તે મહાન બાધક છે. આ ત્રણેય થી દુર રહેવા પ્રયત્ન કરવો જોઈએ તે કેવી રીતે શક્ય થાય તે શ્રી હરિરાયચરણ આગળ બતાવે છે તે હવે પછી જોઇશું.

અગાઉ આપણે જોઇ ગયા કે કામ થી પાખંડ આવે અને આ બેના અસંતોષ ને પોષવા ક્રોધ આવે, એટલે આ ત્રણેય ભગવદ્ ધર્મમાં એવા બાધક છે કે જે ભગવદીયોને પ્રભુથી વિમુખ કરે છે. અહીં શ્રી હરિરાયચરણ બતાવે છે કે જો આ ત્રણેય ને નાશ કરનાર એકમાત્ર જો કોઇ હોય તો તે દીનતા છે. જેમ મંત્રશાસ્ત્ર માં બીજયુકત મંત્ર ફળ આપનાર છે તેમ પુષ્ટિમાર્ગમાં સેવા અને કથા રસ સર્વે કાર્યમાં દીનતા રૂપી બીજનું ફળ આપે છે. પરંતુ જો સેવા માં દીનતાનો અભાવ હોય તો તે ફળ આપનાર થતાં નથી. જેમ મંત્રશાસ્ત્રમાં મંત્ર જપ માટે કેટલીક શાસ્ત્ર ની મર્યાદા છે તે મર્યાદા ના અભાવ માં મંત્ર ફળદાયી થાય નહીં તેમ સેવામાં દૈન્યતાની મર્યાદા છે. દૈન્યતા આવે તો પુષ્ટિમાર્ગ ની સેવામાં આનંદ પ્રાપ્ત થાય. એટલે દૈન્યતા આ પુષ્ટિમાર્ગમાં સર્વસ્વ છે. આ દૈન્યતાનો જો કોઈનાશ કરનાર હોય તો તે ક્રોધ છે, તેથી ક્રોધ નો ત્યાગ કરવો. આ માટે ભક્તિ ભાવયુક્ત જનોએ પ્રયત્ન પુર્વક દૈન્ય નુ રક્ષણ કરવું.

દૈન્યતાથી ગોપીજનો ને પણ પ્રભુ સિધ્ધ થયા છે. આ સમજાવવા શ્રી મહાપ્રભુજી સંન્યાસનિર્ણય ગ્રંથમાં કહે છે કે

" કૌણ્ડિન્યોગોપીકા:પ્રોક્તા ગુરવ: સાધનંચતદ્ ||

ભાવો ભાવનયા સિધ્ધ: સાધનં નાન્યદિષ્યતે   ||૮||

એનો અર્થ એવો થયો કે કૌણ્ડિન્ય ઋષિ અને ગોપી જનોએ કોઇ સાધન કરેલ નથી પણ ભાવભાવનાથી પ્રભુ પ્રત્યે દૈન્યતા રાખવાથીજ સિધ્ધ થયા છે. આ પુષ્ટિમાર્ગમા ગુરુભાવ વિચારી દૈન્ય ભક્તિ ભાવ જ કારણરૂપ છે. હવે

શ્રી હરિરાયચરણ છેલ્લે સમજાવતા કહે છે કે જ્યારે પુષ્ટિ ભક્તો ને શ્રી હરિ માટે વિરહાત્મક ભાવ સદાય ફલરૂપ મનાય છે.

જ્યારે વિપ્રયોગ ધર્મી સ્વરૂપ નો હ્રદયમાં અનુભવ થાય ત્યારે એક ક્ષણમાં અનેક લીલાઓ એક સાથે અનુભવ થાય છે. જ્યારે આવો વિરહાત્મક સ્વરૂપ નો અનુભવ થાય ત્યારે માનવું કે આ પુષ્ટિમાર્ગીય ફળનુ દાન થયું છે, અન્યથા નહીં. આવા વિરહાત્મક સ્વરૂપ નો અનુભવ આપણા લૌકિક કામ વિકારોથી ભરેલા મન કે શરીરથી થતો નથી પરંતુ જ્યારે આ મનમાં લૌકિક આસક્તિઓ મટી જાય અને અલૌકિક મન બને ત્યારે આ શરીર ને તનુનવત્વ પ્રાપ્ત થાય અને આ શરીર અંદરથી લૌકિક વિષય વાસના થી પર બની અલૌકિક બનતા હ્રદયથી અનુભવ થાય છે. તો તે માટે એકમાત્ર સાધન શ્રી હરિરાયજી બતાવે છે કે પ્રભુ સેવા અને સત્સંગ માં દૈન્યતા રાખવી. આ રીતે શ્રી હરિરાયચરણ આપણને પુષ્ટિમાર્ગ નો મર્મ સળજવી, પુષ્ટિ ભક્તિ બતાવી કે વિપ્રયોગ આર્તિ થી પ્રભુની નિત્યલીલાનો અનુભવ થાય. તે માટે એક જ સાધન બતાવ્યું કે પુષ્ટિભકતે દૈન્યતા રાખવી.

આવા પ્રકારના અનુભવ માટે આપણે શ્રી હરિરાયજીએ આ શિક્ષાપત્રમાં છેલ્લા બે શ્લોકમાં બતાવે છે કે આ પ્રકારની પુષ્ટિભક્તિ પ્રાપ્ત કરવા શ્રી મહાપ્રભુજીની કૃપાથી આ સિધ્ધ થશે. મનથી પુષ્ટિમાર્ગ ની ભાવના કરવી જેથી શ્રી મહાપ્રભુજી ના ચરણકમળની કૃપા થી

એની પ્રાપ્તિ થશે.શ્રી મહાપ્રભુજીની કૃપાથી પ્રભુમાં. સર્વાત્માભાવ થાય. આવી શરણાગતિ શ્રી મહાપ્રભુજી ની કૃપા વિના, આશ્રય વિના શક્ય નથી. આ માટે શ્રી હરિરાયચરણ શ્રી વલ્લભાષ્ટકમ્ માં આજ્ઞા કરે છે કે "શ્રી વલ્લભ શરણં મમ:"અને "શ્રી વલ્લભતવાસ્મિ" એટલે શ્રી વલ્લબના નામનો અષ્ટાક્ષર અને પંચાક્ષર મંત્ર સતત જપ,ધ્યાન અને ચિંતન કરવાથી

શ્રી મહાપ્રભુજી ના સ્વરૂપ માં દઢ઼ શરણાગતિ સિધ્દ્ થાય. શ્રી ગુસાઈજી મહારાજ સર્વોત્તમ સ્તોત્ર માં એક નામ આપે છે " અશેષ-ભકત-સમ્પ્રાથ્યૅ-ચરણાબ્જ-રજો-ધન:" એટલે સમગ્ પુષ્ટિ ભક્તો સારી રીતે શ્રી આચાર્યજીના ચરમકમળના રજરૂપી ધનનું સેવન કરવાથી પુષ્ટિમાર્ગીય ભગવદીયોને કૃષ્ણધરામૃત  સિધ્ધ થશે. તેથી નિરંતર એમના ચરણકમળની આશ્રયપૂર્વક ભાવના કરવી.

ટુંકમાં આ ચોત્રીસમાં શિક્ષાપત્રમાં ભક્તિમાં નડતા પ્રતિબંધ અને દુર કરવાના ઉપાયો બતાવે છે. તે દુર કરીશું તો પ્રભુ માં સર્વાત્માભાવનો સિધ્ધાંત જીવનમાં આવશે ત્યારે તેવા ભગવદીયોના હ્રદયમાં અનેક ભગવદ્ લીલાઓ નો સતત અનુભવ થશે. આ માટે આપણુ જીવન પ્રભુ સેવામય બનાવી સદૈવ દીનતા રાખી શ્રી મહાપ્રભુજી ના ચરણાવિન્દમાં દ્ઢ આશ્રય સાથે મુખારવિંદની અને ચરણાવિન્દની ભક્તિ માટે તત્પર બનીએ.

# શીક્ષાપત્ર પાત્રીસમું

આપણને શ્રી હરિરાયચરણ આગળના શિક્ષાપત્રમાં ભક્તિ, પુષ્ટિભક્તિ અને પુષ્ટિભક્તિ ના બે ચરણ ચરણાવિન્દની ભકતિ અને મુખારવિંદની ભક્તિ સાથે એકમાત્ર સાધન અને ફળ સર્વાત્મભાવ વિશે બહુ સુંદર રીતે સમજ આપી. આ સર્વાત્માભાવ સિધ્ધ થાય ત્યારે ફળ મળે. સાથે સાથે ભક્તિ માં નડતા પ્રતિબંધો અને તે ના ઉપાયો બતાવી પુષ્ટિભકતે દીનતા રાખી શ્રી મહાપ્રભુજીમાં શરણાગતિ રાખી આશ્રય કરવા સમજાવ્યુ.

આપણે જોયું કે આ પુષ્ટિમાર્ગમાં વિપ્રયોગ ભાવ એ સર્વોપરિ છે. તે માટે સાધન છે કૃપા,આ વિપ્રયોગ તો ત્યારે જ સિધ્દ્ થાય કે જ્યારે દુ:સંગાદિ અનેક પ્રતિબંધોથી દુર રહેવાય. હવે પુષ્ટિમાર્ગમાં બાધક દોષ કયા છે? તેનુ સ્પષ્ટીકરણ શ્રી હરિરાયચરણ આ પાત્રીસમાં શિક્ષાપત્રમાં ચૌદ શ્લોક દ્વારા નિરૂપણ કરે છે.

આગળ ના શિક્ષાપત્રમાં સત્સંગ ના સિધ્ધાંત નુ નિરૂપણ કરીને આપણે કોનો સંગ કરવો તેની આજ્ઞા કરી છે. શ્રી હરિરાયજીએ આ શિક્ષાપત્રની શરૂઆત પોતાને જ સંબોધી ને કરે છે. સત્સંગ માં જો કોઇ બાધક હોય તો વિજાતીય નો સંગ. વિજાતીય એટલે કે જે અન્યમાર્ગિય છે, જેઓ બહિર્મુખ છે તેઓનો સંગ વૈષ્ણવ માટે મહાદુ:ખ છે. આ બહિર્મુખનો સંગ પ્રતિબંધ કરનાર અને દુઃખદાયી છે. શ્રી હરિરાયજી તો વિશેષ માં તો એમ પણ કહે છે કે સજાતીય એટલે ભગવદીયોનો સંગ પણ બાધક છે. તો કેવીરીતે? તો કહે છે કે સજાતીય સાથે ભગવદ્ભાવ વિનાનુ ભાષણ કે વાર્તાલાપ પણ બાધક છે. એટલે વૈષ્ણવે વિજાતીય નો સંગ તેમજ સજાતીય સાથે અન્ય વાર્તાલાપ ત્યજવો. હવે શ્રી હરિરાયચરણ દુઃખ ના પ્રકાર બતાવે છે કે જો આધ્યાત્મિક દુઃખ હોય તો તેને શાસ્ત્રના જ્ઞાન અને ભક્તિ દ્વારા દૂર કરી શકાય છે. જો લૌકિક વિષયાદિક પ્રકારનુ દુઃખ હોયતો જે તે વિષયો પ્રાપ્ત થતાં તે નિવૃત્ત થાય છે. જો શરિરાદિક દુઃખ હોય તો ઔષધ થી દુર થાય છે પણ જો દુસંગથી દુઃખ ઉત્પન્ન થાય તો તે કોઇ પણ સંજોગોમાં દુર થતું નથી. એટલે દુસંગથી થતા દુઃખોથી દુર રહી તેને દુર કરવા માટે વિષયીના સંગી અને બહિર્મુખનો સંગ ત્યજવો. હવે શ્રી હરિરાયજી પોતાને સંબોધીને આપણે સૌ વૈષ્ણવોને બોધ આપે છે, શ્રી હરિરાયચરણ કહે છે કે આ પરદેશ માં દુષ્ટજનોના દુર્વચનો આપણા મર્મ સ્થાન ને ભેદી ને મનને દુઃખી કરે છે. આ દુષ્ટ વચનો આપણા શુધ્ધ મનને મલિન કરવામાં ચતુર હોય છે. તો આવા દુષ્ટ વચનોને દુસંગ સમજી તેનાથી બચવા પ્રયત્ન કરવો. ત્યાં શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે જો સત્સંગ ના મળે અને સતત આવા દુર્વચનો સાભળવા મળે  તો વાણીનો સંયમ રાખવો અને મૌન રહેવું. અહીં પ્રશ્ન થાય કે શ્રી હરિરાયજી તો શાસ્ત્રો ના જાણકાર છે તો ખેદ કેમ થાય છે? તેમને દુસંગ શું કરી શકે? ત્યાં શ્રી હરિરાયચરણ જવાબ આપે છે કે ચિત્ત દુષ્ટ છે તે દુર્વચનો થી દુષ્ટ થઇ જાય છે. તૈ તે માટે જીવે અન્યાશ્રય થી બચવું. જો દુષ્ટ વચનો સાભળીને તેને ધ્યાનમાં રાખી અન્યાશ્રય કરીશું તો ભગવદીયોને પણ દુસંગ લાગશે. આપણને ૮૪ વૈષ્ણવો ની વાર્તામાં દામોદરદાસ સંભરવાલાની પત્ની નો પ્રસંગ, જે ભગવદીય પણ દાસીના દુષ્ટ વચનોને સાભળીને બુધ્ધિ ભ્રષ્ટ થઇ અને અન્યાશ્રય કરવા પ્રેરિત થઈ. તો આવા અન્યમાર્ગિય ના વચનો થી દુર રહેવા પ્રયત્ન કરવો. હવે  પ્રશ્ન થાય કે આવા દુષ્ટ વચનો સાભળવા ન પડે તો વ્યાયવૃતિ અર્થે જવાનું નહીં. અન્યમાર્ગિય જનોને મળવાનું નહીં તો શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે વ્યાયવૃતિ અર્થે જવાનું થાય તે સ્વભાવીક છે પરંતુ વૈષ્ણવે આવશ્યક વાક્ય નો ઉચ્ચાર કરવો. પોતાના વચનોને નિયમ માં રાખી વ્યવહાર કરવો અને પોતાનું મન શ્રી હરિના શ્રવણાદિકમાં પરોવવા પ્રયત્ન કરવો.

હવે શ્રી હરિરાયચરણ સત્સંગ માં નડતા કાળ દોષ બતાવે છે. આ કાળ દોષ કેવી રીતે ભગવદ્ ભકતને ડંશે છેતે બતાવવા શ્રીમદ્ ભાગવતના પ્રસંગ ઉપર દષ્ટિપાત કરે છે. જે ભગવાનના દ્વેષાપણાને પ્રાપ્ત થયેલો હોય તેને તક્ષક નાગ જેવો જાણવો. કાળદોષથી પરિક્ષિત રાજા ને શમિક ઋષિએ આદર ન કર્યું તેથી બ્રાહ્મણ ઉપર ક્રોધ કરી મૃત સર્પ ગળે વિટાળી દીધો. આ કાળદોષથી તેની દુર્બુધ્ધિ થઇ એટલે જ્યારે કાળદોષથી મહાભક્ત પરિક્ષિત ની બુધ્દ્ધિ ભષ્ટ થઇ તેમ દુર્જન ના દુર્વચનોથી આજના કળીકાળના ભગવદ્ભક્ત ની બુધ્દ્ધિ ભષ્ટ થાય છે. શ્રી હરિરાયચરણ આ દુષ્ટ જીવનુ સ્વરૂપ સમજાવે છે કે જેના સંગથી આપણું ચિત પ્રભુ માથી નિકળી અને લૌકિકમાં લાગી જાય છે. દુષ્ટ જીવો બે પ્રકારના છે પ્રથમ જે ભગવાનનો દ્વેષ કરનારા એટલે આપણી સફળતા પોતાની મહેનતથી જ થાય ભગવાન કશુંય કરતાં નથી. બીજા પ્રકારના જીવો જે બીજાનું અહીત કરવામાં જ પોતાની સફળતા સમજે છે. તે જીવો ભક્તો ના દ્વેષ કરનારા નિંદા કરનારા આ બેંને જીવો ભક્તોને ભગવાનથી દૂર લઇ જનારા છે . આ જીવો ભલે મનુષ્ય હોયપણ તક્ષક નાગ જેવા છે.

કળી કાળમાં દુષ્ટ જીવો શ્રી હરિરાયચરણ ત્રણ પ્રકારના બતાવે છે. ૧) આધિભૌતિક, આ જીવો એટલે જે દુનિયામાં ખરાબ કાર્ય કરનારા લોકો. જે સમાજ નું અહિત કામ કરે છે. આ જીવો મુળમાં ખરાબ રસ્તે હોતા નથી પણ સંગ દૌષથી ખરાબ અસરે હોયછે. જેઓ સતપુરૂષના સંગથી સુધારો થાય છે. જેના પ્રમાણ કથાઓ અને વાર્તા પ્રસંગ માં જોવા મળે છે. ૨) આધ્યાત્મિક, આ જીવો તો કોઈ દિવસ ભગવદ્ વાર્તા માં પ્રવૃત થાય. આ જીવો દુષ્ટ જ્ઞાન થી શુન્ય હોય તેથી અજ્ઞાન છે તે જ્ઞાનથી એટલે સત્સંગ થી ભગવદીય થઇ શકે. ૩) આધિદૈવિક, જીવો તો કદાપિ ભગવદ્ધર્મમાં આવતા નથી. તેઓના સંગ ત્યજવો. આ પ્રકારના જીવો મન,વાણી અને કાયાથી ભગવદીયોને વિક્ષેપ કરે છે. આ પ્રકારના જીવો પ્રીતિ રહિત હોય છે તેઓને ગમેતેવો સત્સંગ મળે કે જ્ઞાન આપવામાં આવે તો પણ તે પ્રવાહમાં રહે છે. આ પ્રકારના જીવોને શ્રી મહાપ્રભુજી પ્રવાહી થી આગળ ચષેણી જીવો કહે છે તેઓ પ્રવાહ માં તણાતા રહી કોઇ ઠેકાણે સ્થિર થતાં નથી. શ્રી હરિરાયચરણ આજીવોને નપુંસકતા સાથે સરખામણી કરતાં કહે છે કે તે કોઇ ઔષધ થી સુધરી શકે નહીં. આ પ્રીતિશૂન્ય જીવ આસુરી સમાન સમજવા. જે જન્મોજન્મો આ ભવાટવીમા ભટકતા રહે છે. શ્રી હરિરાયચરણ આ જ્ઞાન દુષ્ટ જીવોને સુધારવા ઘણા કષ્ટસાધ્ય એમને સુધારવા બહુજ અઘરા, સંગથી પાપી બનેલા સુધરે પણ જ્ઞાનથી સમજીને જ્ઞાનના ભ્રમમાં દુષ્ટ બનેલા ન સુધરે. તો જ્ઞાનદુષ્ટને સુધરવાનો ઉપાય શું? તો આપણે ૮૪/૨૫૨ વૈષ્ણવોની વાર્તા પ્રસંગો સમજવા મળે છે કે ઘણા વૈષ્ણવ દેવદેવીઓના ઉપાસક અને શાત્રના જ્ઞાતા પણ જ્યારે

શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાઈજી ની કૃપા થઇ, મુખારવિંદ ના દર્શન માત્ર થી ચરણમાં આવી શરણે આવ્યા છે. શ્રી હરિરાયચરણ આ ત્રણ પ્રકારના દુષ્ટ જીવોમાં જે આધિદૈવિક દુષ્ટ છે તે પ્રેમ દુષ્ટ અથવા ભક્તિ દુષ્ટ જીવ કહેવાય છે. આ પ્રેમ દુષ્ટ જીવને શ્રી હરિરાયજીના મતે તેઓમાં પ્રિતિ ની સંભાવના હોતી નથી, જેને આસુરી જાણવો જો આ આસુરી જીવ પ્રેમ શુન્ય હોય તેનો સંગ થાય તો તેમના સંગે આવનારને પણ પ્રેમ શુન્ય બનાવે છે. આ પ્રકારના દુષ્ટજનોનો સંગ ત્યજવા શ્રી હરિરાયજી આજ્ઞા કરેછે.એટલે આ શિક્ષાપત્રમાં એવુ સમજાવવાનો શ્રી હરિરાયચરણ પ્રયાસ કરે છે કે વિજાતીય ભાવવાળાનો સંગ દુઃખ દાયક છે તેનાથી બચવું. તેમજ સજાતીય ભાવવાળાના સંગે ભગવદ્ધર્મનો જ વિચાર કરવો વધુમાં દુસંગ થી જે દુઃખ થાય તે નિવૃત થતું નથી તેથી દુસંગથી દુર રહેવું. દુસંગ કોને કહેવાય તેના પ્રકાર બતાવી કર્મ દુષ્ટ સુધરી શકે, જ્ઞાનદુષ્ટ સુધરવાનો કષ્ટદાયક છે, પ્રીતિ શુન્યને આસુરી સમજી ત્યજવો. આ ત્રણેય પ્રકારના જીવો સંસારમાં રહેવાના જ ભગવદીયોએ આ સર્વ નો ત્યાગ કરી દુસંગ થી દુર રહી ને હ્રદયમાં શુધ્ધ ભગવદ્ ભાવ સ્થાપન કરી સ્થિર કરવો.

## શિક્ષાપત્ર છત્રીસમું

શ્રી હરિરાયજી આ છત્રીસ માં શિક્ષાપત્રમાં ઓગણીસ શ્ર્લોક દ્વારા જીવને ચિંતા નિવૃત્તિના ઉપાયનુ નિરૂપણ કરે છે. અગાઉના શિક્ષાપત્ર માં શ્રી હરિરાયચરણ દુષ્ટજીવ અને દુષ્ટજીવો દ્વારા થતા પ્રયત્નોથી થતાં દુસંગના સ્વરૂપ બતાવી તેનાથી બચવાના ઉપાયો બતાવે છે. મનુષ્ય ને જેનો સંગ થાય અને તેની અસરો પોતાના ઉપર થઇ ને લૌકિક જીવનમાં થતા સંસર્ગના પરીણામે માનવી ને ચિંતાતુર બનાવે છે. આ ચિંતા શું કરે છે? તો કહેવાય છે કે ચિંતા બાળવાનુ કામ કરે છે. તો ચિંતા માનવને કેવી રીતે બાળે છે? તો કહેવાય છે કે અગ્નિની ચિતા દેહ બાળે છે. જે બળ્યા બાદ સર્વેસ્વ નાશ થાય છે પછી કોઈ આશક્તિ રહેતી નથી. પરંતુ આ ચિંતા પણ એક અગ્નિ છે. આ અગ્નિ માનવના ચિત્તને એકવખત નહીં પણ પળે પળે બાળતા રહે છે. તેનાથી ચિત્ત ભ્રમીત થતું જાય છે. શ્રી હરિરાયજી આ છત્રીસ માં શીક્ષાપત્ર માં વૃથાચિન્તા એટલે નકામી ચિંતા નો ત્યાગ કરવાની આજ્ઞા આપે છે. આ છત્રીસ માં શીક્ષાપત્ર માં શ્રી હરિરાયજી એ શ્રી મહાપ્રભુજી ના ષોડશ ગ્રંથમાં છઠ્ઠી ગ્રંથ નવરત્ન ગ્રંથનું ભાષ્ય કહે છે. જે જીવ શ્રી મહાપ્રભુજી ના શરણે આવેલ છે તેવા વૈષ્ણવે ચિંતા કરવી નહીં આ વૃથાચિન્તા વૈષ્ણવને અવૈષ્ણવના સંગમાં ધકેલી લૌકિકનો સંકોચ અને સંસાર ના મોહ

ઉત્પન્ન કરાવે છે. તે સર્વે નો ત્યાગ કરવા પ્રયત્ન શીલ રહેવું. ચિતને ચિંતા મુક્ત કરવાથી જ શરણાગતિની ભાવનાથી આવશે, તેથી વૈષ્ણવે હંમેશા શરણાગતિ ની ભાવના રાખવી.

આ ચિંતા કેમ થાય છે? એનુ ઉત્પન્ન થવાનું કારણ સમજવા જેવું છે. આપણે સૌ સમજીએ છીએ કે આ શરીરમાં એક મન છે. આ શરીરની ગતિ કરતાં મનની ગતિ વિશેષ છે. એટલે શરીર મનની ગતિ ને પામતો નથી તે પામવાની મથામણ કરવાથી ચિતમાં ચિંતા ઉત્પન્ન થાય છે. તેથી આ ચિતને ભગવદ્ ચરણાવિન્દમાં સ્થાપન કરવુ.આ માટે શ્રી મહાપ્રભુજી નવરત્ન ગ્રંથ માં આજ્ઞા કરે છે કે પુષ્ટિ ભક્તિ માર્ગ માં જીવે નિવેદન નું અનુસંધાન માત્ર કરવાનું છે. શ્રી હરિરાયજી અહીં એવું સમજાવવાનો પ્રયત્ન કરે છે કે જેમ લૌકિકમાં ઘર કે રહેવાનો જગ્યા શુધ્ધ કે સાફ ન હોય તો આપણે રહી શક્તા નથી, તેમ મનમાં લૌકિક વિષયો એ બહાર રહેલી ગંદકી સમાન છે. આ લૌકિક વિષયોના ચિતમાં રહે અને ચિંતાતુર હોયતો તેમાં પ્રભુ પ્રવેશ કરી શકતા નથી. જો કદાચ આપણે આ અશુદ્ધ સ્થળે પહોંચી ગયા તો તુરંત પાછા ફરી જઇએ છીએ તેમ જો આ લૌકિક વિષયો વાળા મનમાં પ્રભુનો પ્રવેશ થઈ જાય તો પ્રભુ પણ પાછા ફરી જાય છે. શ્રી મહાપ્રભુજી પણ નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે કે "ચિંતા કાપી ન કાર્યો, નિવેદિતાત્મભિ: કદાપીતિ |" આ ચિંતાદિક સર્વ કાઢીને શુદ્ધ અને શાંત હ્રદયમાં એક શ્રી કૃષ્ણ નો આશ્રય કરવાથી પ્રભુ કૃપા કરીને હ્રદયમાં પધારે છે. શ્રી હરિરાયજી આપણેને નવરત્ન ગ્રંથ ના શ્રી મહાપ્રભુજી ના વચનામૃત યાદ કરાવે છે કે આપણુ નિવેદન થયેલા છે ત્યારે દેહ,સહિત આ સ્ત્રી પુત્રો, કુટુંબ સર્વ સમર્પિત કરેલા છે તો તેથી તેમના અર્થે પણ દ્રવ્યાદિનો તેમનામાં વિનિયોગ થાય તો પણ ચિંતા કરવાની ન હોય. પછી આજના કલિયુગના સિધ્ધાંત બતાવે છે કે આ સંસર્ગ દોષ લાગતો નથી. સંસર્ગ દોષ એટલે આપણા સંબંધીઓ,કુટુંબીઓ સમર્પિત કર્યા છે છતાંય જો તેમના માં સંગદોષ લાગશે તો પણ આપણને બાધક લાગશે નહીં. આપણે એટલું જ કરવાનું છે કે આપણા ધર્મ નો વિચાર કરી આપણા ધર્મમાં સાવધાન રહી શ્રી મહાપ્રભુજી ના ચરણાવિન્દનો આશ્રય કરવો. આ કલિયુગ પંચમ યોગ છે તેથી અવૈષ્ણવથી દુર રહેવું. આ અવૈષ્ણવથી નિવૃત થવામાં આપણુ મન રાખવું. આપણે વિચારવુ કે આ કલિયુગ એ ઉત્તમ છે કારણકે આ યુગમાં જ શ્રી મહાપ્રભુજી પુર્ણે પુરૂષોત્તમ રૂપે પ્રગટ થયાં છે. આ શ્રી મહાપ્રભુજી આ કલિયુગમાં દેવી જીવોના ઉધ્ધાર માટેજ પુષ્ટિમાર્ગ પ્રગટ કર્યો છે, તેથી આ યુગ બીજા યુગ કરતાં ભિન્ન છે.

હવે એવો પ્રશ્ન આવ છે કે લૌકિક માટે કદાચ અવૈષ્ણવનો સંગ કરવો પડે તો શુ કરવું? તે માટે શ્રી હરિરાયજી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જો લોક વ્યવહારમાં લોક સંકોચ આવી પડે અને અવૈષ્ણવનો સંગ કરવો પડે તો એવો સંસર્ગ કરવો પણ તે સમયે મન સ્થિર રાખી ને સત્વરે મુક્ત થવા પ્રયત્નો કરવા. તેવા સમયે શ્રી મહાપ્રભુજીના ચરણકમળનો આશ્રય રાખવો. શ્રી મહાપ્રભુજી ના બે મંત્રો યાદ રાખવા ૧) સર્વાથે શરણં હરિ એટલે મારા લૌકિક પણ પ્રભુ પુર્ણ કરશે, પ્રભુ જેમ રાખે તેમ રહેવું. પ્રભુ મારૂ સર્વ સ્વીકારશે.૨) સર્વથા શરણં હરિ. એટલે સર્વ પ્રકારે સર્વે સમયે અશક્ય પરિસ્થિતિમાં પણ હરિજ મારૂ શરણ છે ,એવો વિશ્વાસ રાખવો.

આ લૌકસંકોચ કેમ દુર કરવો તેનો ઉપાય શ્રી હરિરાયજી સુંદર ઉદાહરણ થી સમજાવે છે. જેમ કોઇ રોગ થાય, ત્યારે બે પ્રકારે ઉપાય કરીએ છીએ, શરૂઆતમાં રોગની તાકાત ને નબળી કરવા ઔષધ અપાય ,એકવાર રોગ કાબુમાં આવે પછી તેને મુળમાંથી સદંતર દુર કરવા લાબાગાળાની દવા આપવામાં આવે છિ. તેવી રીતે આપણને લોકસંકોચ થી ચિંતા થતી હોય તો તેનો લાબાગાળાના પ્રયત્નો કરવા.

હવે શ્રી હરિરાયજી ચિંતા થવાનું કારણ બતાવે છે. માનવ માત્રને ચિંતા સતત સતાવે છે તો આ ચિંતા કેમ થાય છે? તો સમજાવે છે કે મોટા ભાગની ચિંતા તો લૌકિક જ હોય છે, આ લૌકિક ચિંતા થવાનું મુળ કારણ આપણા મનમાં જે સંસાર પ્રત્યે ના મોહ નું કારણ છે. જો મનમાંથી મોહ દુર થાય તો ચિત્ત શાંત થાય અને ચિત્ત શાંત થતા ચિંતા દુર થાય છે. આ પ્રકારની લૌકિક ચિંતા તો બહુજ સામાન્ય ઉપાયો થી દુર થાય. જયારે શ્રી મહાપ્રભુજી નવરત્ન ગ્રંથમાં લૌકિક ચિંતા ના ઉપાયો ના નિવારણ બતાવતા નથી પરંતુ અલૌકિક ચિંતા ના ઉપાયો બતાવે છે. આ સમજવવા શ્રી હરિરાયચરણ સુંદર દષ્ટાંત થી સમજાવે છે કે જેમ કોઇ પાત્રમાં એક નાનુ છીદ્ર (Hole) હોય તો જળ ધીમે ધીમે ખાલી થાય છે તેમ જો આવી લૌકિક ચિંતા થી જીવન જીવીશું તો આ પણુ આયુષ્ય તો ક્ષીણ થતું જ જાય છે પણ તો ચિંતા દૂર કરવા શ્રી હરિરાયજી રસ્તો બતાવે છે કે નિવેદિત વૈષ્ણવે ભગવાનના ચરણાવિન્દમાં પોતાનું ચિત સ્થાપીત કરવા એક ક્ષણ નો પણ વિચાર કરવો નહિ. શ્રી મહાપ્રભુજી અને પ્રભુના ચરણાવિન્દમાં ચિતનુ સ્થાપન કરવા આપશ્રીના ચરણમાં બિરાજતા ષોડશ ચિહ્નોયુક્ત ચરણાવિન્દ આપણા હ્રદય, મસ્તક ઉપર ધારણ કરવા. આ ચરણાવિન્દ ભકતો ને અભયદાન આપશે. તે કેવીરીતે તે આગળ જોઈશું.

શ્રી હરિરાયચરણ હવે આ દેહની તરફ અંગુલીદર્શ કરતાં આજ્ઞા કરે છે કે આદેહ ક્ષણભંગુર છે તેથી અતિ ચતુર વૈષ્ણવે ભગવાન ના ચરણાવિન્દમાં પોતાનું ચિત સ્થાપન કરવા જણાવી આ પ્રાકૃત શરીર નો સંબંધ અવિધા થી છે, તેમાં અહંમતા અને મમતાત્મક સંસાર

છે.એટલે આ સંસારનો સંબંધ મિથ્યા ગણાવ્યો. આ દેહ પ્રાકૃત બતાવી જીવ તો સદાય એકરસ અને અખંડ છે તે નિત્ય છે. આ દેહ જેને આપણે પોતાનો ગણીએ છીએ તેને નિવેદન મંત્રથી પ્રભુને સમર્પિત કરેલો છે,તો આ પ્રાકૃત દેહ સંબંધી અને સંસાર સંબંધી ચિંતા કરવા કરતાં તેનો વિનિયોગ ભગવદ્ સેવા અને સ્મરણ માં વિનિયોજાય ત્યારેજ સંસાર માંથી મુક્ત થવાય છે. તેમાંથી મુક્ત થવા એક શ્રી હરિ ના શરણે જવું. જ્યારે આ ભગવદીય પ્રભુનો આશ્રય કરે ત્યારે પ્રભુ પણ ભક્ત નું દુઃખ સહન કરી શકતા નથી અને તે સમયે પ્રતિબંધ નિર્વૃત કરે છે. શ્રી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય ગ્રંથમાં આજ્ઞાકરે છે કે " અશક્યે વા સુશક્યે વા, સર્વથા શરણંહરિ:" શ્રીમદ્ ભગવત ગીતા માં ભગવાના આજ વચન છે કે "હે અર્જુન તુ સર્વ ધર્મ નો ત્યાગ કરી મારા શરણે આવ હુ તને મુકત કરીશ" આ પ્રકારે પ્રહલાદ ના પ્રસંગે પણ સમજવા મળશે કે સર્વે પરીસ્થીતી માં ભગવાને રક્ષા કરી છે. આપણે પ્રતિબંધની નિવૃત્તિ અર્થે યથાશકતિ ઉપાય કરવો,જો પ્રતિકૂળ હોય તો તેઓનો ત્યાગ કરવો.આ સંસારના સંબંધો દેહ સંબંધી છે જ્યારે પ્રભુ નો સંબંધ આત્મા સંબંધી છે. તો પ્રભુના સંબંધમાં દેહના સંબંધીની ઉપેક્ષા કરવા,પણ આત્મા નો સંબંધ ત્યજવો નહીં. છતાંય આપણી શક્તિ બહાર હોય તો હરિજ રક્ષા કરશે. સાચા ભક્તોએ ચિંતા કરવાની નહીં. કારણકે સર્વ સમર્થ શ્રી હરિ આપણા માથે બિરાજે છે. સર્વ સમર્થ શ્રી પ્રભુ શરણાગત જીવનો કદાપી ત્યાગ કરશે નહીં. જેમને શ્રી મહાપ્રભુજી નુ શરણ સ્વીકારેલ છે તે ને શ્રી મહાપ્રભુજી નો દઢ આશ્રય રાખવો. તેમને શ્રી મહાપ્રભુજી ના વચનામૃત યાદ કરવા"લોકે સ્વાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિસ્યતિ:"

ટુંકમાં શ્રી હરિરાયચરણ આ શીક્ષાપત્ર માં આપણને એકજ વાત સમજાવવા પ્રયત્ન કરેછે કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ જે નિવેદિત થયો છે તેમને  ચિંતા નો ત્યાગ કરી શ્રી હરિ ના શરણમાં રહી બ્રહ્મસંબંધની પ્રતિજ્ઞા નું પાલન કરવું.

## શિક્ષાપત્ર સાડત્રીસમું

અગાઉ છત્રીસ માં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી નવરત્ન ગ્રંથનો વિશેષ પ્રકાશ કરી ચિંતા અને ચિંતા થવાના કારણો બતાવી સાથે નિવૃત્તિના ઉપાયો બતાવી શ્રી હરિની શરણાગતિ સ્વીકારી નિવેદન મંત્રના પાલનનો આગ્રહ રાખે છે.

હવે આ સાડત્રીસમાં શિક્ષાપત્રમાં માત્ર આઠ શ્લોક દ્વારા નિ:સાધનતાના સ્વરૂપનો વિચાર કરે છે. આ આઠ શ્લોક આજના આધુનિક સમયમાં વૈષ્ણવની આતરીક અને બ્રાહ્ય સ્થિતિનુ સચોટ વર્ણન હોય તેમ લાગે છે. આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ આપણા સર્વ દોષો નું નિદાન આપે છે. આપણા પુષ્ટિમાર્ગમાં વારંવાર કહેવાય છે કે નિ:સાધનતા એ આ માર્ગનો પાયો છે. હવે આ નિ:સાધનતા શું છે તેનો વિચાર આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ  આપી રહેલા છે. આ નિસાધનતા ના વિચાર માટે શ્રી હરિરાયજીચરણ આપણને કેટલાક દોષો વિચારવા કહે છે તે જોઇએ.

આપણે સામાન્યતઃ વ્યવહારમાં નિ:સાધનતાનો અર્થ કરવામાં આવે છે કે જે સાધન સંપત્તિ વિનાના ભકતને આપણે નિ:સાધન ભકત સમજીએ છીએ. બીજી રીતે આપણે બધી રીતે શક્તિમાન હોઇએ પણ પ્રભુની સેવામાં વિનિયોગ કરીએ નહીં અને એમ સમજાવવા પ્રયત્ન કરીએ કે પ્રભુતો ભાવના ભુખ્યા છે. સાથે દીનતાનો ભાવ માટે એમ કહીએ મારાથી પ્રભુ માટ શું બને? આને નિ:સાધનતા કહીએ છીએ.જયારે આપણી સર્વે શક્તિ લૌકિક માટે ઉપયોગ કરી, લૌકિક સુખ પાછળ રહીને નિ:સાધનતા બતાવીએ તો તે નિ:સાધનતા નથી.

શ્રી હરિરાયજી આ શિક્ષાપત્રમાં નિ:સાધનતા માટે કહે છે અને પુષ્ટિ ભક્તોએ અહર્નિશ નિ:સાધનતાની ભાવના કરવી ,ચિંતાનો ત્યાગ કરવો. જો નિ:સાધનતા કેળવવાથી નિ:સાધનતા નો ભાવ સિધ્ધ થશે. નિ:સાધનતા સિધ્ધ થાય ત્યારે જ દીનતા આવે, દીનતા આવે તોજ વિરહતાપ આવે. જો હ્રદયમાં ઠાકોરજી માટે વિરહતાપ થતાંજ પ્રભુ પ્રસન્ન થાય છે. આ નિ:સાધનતા માટે જીવમાં રહેલા ત્રીસ દોષો શ્રી હરિરાયચરણ આપણને બતાવે છે.

નિ :સાધનતા માટે જીવમાં પ્રથમ દોષ છે, આપણામાં શુધ્ધ ભાવ નથી. આપણા મનમાં છળ,કપટ અને ઈર્ષા હોવાથી આપણને પ્રભુ પ્રત્યે શુધ્ધ ભાવ ઉત્પન થતો નથી. તો આપણે મનમાં શુધ્ધ ભાવ કરવો પડશે. બીજો દોષ બતાવે છે, આપણામાં શુધ્ધ ભાવ ન હોવાથી આપણામાં પ્રભુ પ્રત્યે સર્વાત્મભાવ નથી. આ સર્વાત્મભાવ અગાઉ ચોત્રીસમાં શિક્ષાપત્રમાં વિસ્તારમાં સમજાવવામાં આવેલ છે. જે શ્રી મહાપ્રભુજી ચતુ:શ્લોકી ગ્રંથમાં કહે છે "સર્વદા સર્વે ભાવેન, ભજનીયો વ્રજાધિપ" તેમ સર્વાત્મભાવ થી આપણે શ્રી વ્રજાધિપ શ્રી કૃષ્ણ ની સેવા એ કર્તવ્ય સમજી સર્વે ઈન્દ્રિયઓ સહિત મન લગાવવું પડશે. આમ કરવા છતાય મારા થી કોઈ સેવા પ્રભુના સુખ માટે બનતું નથી તેવી દીનતા રાખવી પડશે.દીનતા નથી એ આપણો ત્રીજો દોષ છે. આપણામાં અહંતા મમતા હોવાથી લૌકીક માં પણ દીનતાનો અભાવ વર્તાય છે તો અલૌકિક માં દીનતા એ પ્રભુને સંતોષ કરવા માટે પરમ કારણ છે. દીનતા ન હોવાથી ચોથો દોષ આવે છે વિશ્વાસ, આપણને શ્રી મહાપ્રભુજી ના વચનોમાં અને પ્રભુમાં વિશ્વાસ નથી .શ્રી મહાપ્રભુજી તો વિશ્વાસ ચાતક પક્ષી જેવો રાખવા સમજાવે છે.

અવિશ્વાસ ના પરીણામે શું થાય તે શ્રી મહાપ્રભુજી વિવેક ધૈયાશ્રય ગ્રંથ માં બતાવે છે. " અવિશ્વાસો ન " વિશ્વાસ કેમ નથી તેનુ કારણ એ પાંચમો દોષ છે આપણને પ્રભુ પ્રત્યે પ્રેમ આદર નથી.પ્રભુમાં પ્રેમ ન થવાનુ કારણ આપણુ મન પ્રભુ સિવાય અન્ય સ્થળે આશકત હોય છે. પ્રભુમાં પ્રેમ નથી કારણ એ છઠ્ઠો દોષ સત્સંગ નથી રહેતો. આપણુ મનમાં શુદ્ધભાવ નથી,સર્વાત્મભાવ નથી, દીનતાનથી. વિશ્વાસ નથી અને પ્રેમ નથી તો આપણે સત્સંગ થી દુર થઈ દુ:સંગ તરફી રહી એ છીએ. આપણે સત્સંગ માટે પ્રયાસ કરતાં નથી. સાતમો દોષ શ્રી હરિરાયજી બતાવે છે આપણને પ્રભુ પ્રત્યે પ્રિતી ન હોવાથી સત્સંગમાં રૂચી ન રહેવાથી સેવા બનતી નથી અથવા સેવામાં આનંદ આવતો નથી. આઠમા દોષ તરીકે વર્ણવે છે આ સર્વ ના અભાવે નિવેદન લીધું હોવા છતાં અનુસંધાન રહેતું નથી. શ્રી મહાપ્રભુજી પણ નવરત્ન ગ્રંથમાં કહે છે "નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદૃશૈજનૈ" આ એકજ લાઈન માં સમજાવે છે કે આપણે નિવેદન મંત્ર નુ અનુસંધાન કરતાં વૈષ્ણવો સાથે સત્સંગ કરવો. જ્યાં નવમો દોષ બતાવતા કહે છે કે આપણને વિષયોમાં આસક્તિ હોવાથી પ્રભુમાં આશ્રય નથી. આશ્રય કેમ થાય તે માટે આપણો. દસમાં દોષ છે આપણામાં વિવેક નથી. વિવેક કેવો રાખવો તો શ્રી મહાપ્રભુજી વિવેક ધૈયાશ્રય ગ્રંથ માં પ્રથમ પાંચ શ્લોકમાં સમજાયવે છે કે"વિવેકસ્તુ હરિ: સર્વ નિજેચ્છાત: કરિષ્યતિ " ત્યારબાદ અગિયારમો દોષ છે આપણામાં વિવેક ન હોવાથી ધૈર્ય નથી .જેથી વારંવાર લૌકીક દુખોથી વિચલિત થઈએ છીએ. આપણામાં વિવેક,ધૈર્ય નહોવાથી આશ્રય નથી શ્રી હરિરાયજી બારમો દોષ ને માટે કહે છે કે આપણામાં શરણાગતિ નથી.આપણે પ્રભુ ના શરણે રહેવું. "શરણંસ્થસમુધ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્"

શ્રી હરિરાયચરણ આપણને તેરમો દોષ બતાવે છે કે આપણને શ્રી પ્રભુનુ મહાત્મ્ય જ્ઞાન નથી. મહાત્મ્ય જ્ઞાનન હોવાથી પ્રેમ થતો નથી અને તેથી ચૌદમો દોષ આવે છે પ્રભુ માટે સ્નેહ થતો નથી. ત્યાં પંદરમો દોષ બતાવતા કહે છે કે, પ્રભુમાં આસક્તિ થતી નથી તો વ્યસન દશા થાય તો પ્રભુ નો અનુભવ થાય. આના પરીણામે સોળમો દોષ આવે છે સ્નેહ, આશક્તિ ના અભાવે પુષ્ટિ માર્ગમાં પ્રવેશ થતો નથી. સતરમો દોષ જણાવે છે કે ભક્તિ માર્ગમાં પ્રવેશ જ ન થાય તો ધર્મમાં મારી સ્થિતિ કેમ થાય? અઢારમો દોષ છે વૈદિક કર્મ પણ મારાથી શુધ્ધ રીતે થતાં નથી. કારણકે આજે દેશ,કાળ,કર્મ, મંત્ર શુધ્ધ રહેલા નથી ઓગણીસમો દોષ આવે છે આ કલીકાળમા સર્વત્ર દોષયુક્ત છે જેથી વૈદિક કર્મ પણ બનશે નહીં.વીસમો દોષ છે કે શ્રી મહાપ્રભુજી ની આજ્ઞા છે કે અવ્યાવૃત થઈ ને શ્રી કૃષ્ણ ની સેવા કરવી જે બનતી નથી તેનુ પ્રમાણ એકવીસમા દોષથી બતાવે છે કે આપણુ ચિત સેવામાં લાગતું નથી. શ્રી મહાપ્રભુજી સિધ્ધાન્ત રહસ્ય ગ્રંથ મા કહે છે "ચેત્સવ " ચિત્ત સેવામાં લાગતું નથી જેથી બાવીસમો દોષ છે ત્યાગ જે આપણાથી થઈ શકતું નથી કારણકે આપણે ક્ષણ માટે એટલે સેવાના સમય પુરતું પણ ત્યાગ કરી શકતા નથી તો શ્રી મહાપ્રભુજી ના સેવાફળના વચનામૃત પ્રમાણે ત્યાગ કેવીરીતે કરીઓ શકાય? આરીતે સેવાથી વંચિત રહેવાથી ત્રેવિસમો દોષ છે વિરહનો અભાવ, વિરહના અભાવથી સર્વાત્મભાવ ન રહેવાથી ચોવીસ મો દોષ છે આપણુ મન સ્થિર ન રહેવાથી વાણીમાં સંયમતા આવતી નથી. મન અને વાણી માં સંયમ ન હોવાથી પચ્ચીસ મોદોષ આવે છે સ્વમાર્ગીયભક્તો ને બદલે અભકતો જનોમાં પ્રિતી થાય છે. આ અભકતો ના સંગથી છવ્વીસ મો દોષ આવે છે આપણી આસક્તિ ધન,કુટુંબ લૌકિક માં થાય છે. તેના પરિણામે સત્તાવીસમો દોષ સંભવે છે આપણામાં અભીમાન,મદ,લોભ,ઈર્ષા વધે છે. હવે અઠ્ઠાવીસમો દોષ આવે છે સ્વધર્મપાલનમા ઉદાસીનતા આવે છે. ઉદાસીનતા થી છેલ્લો દોષ ત્રીસમો થાય બહિર્મુખતા જેનાથી આપણે દુર ફેકાઈ જઇએ છીએ.

આપણે આ દોષોથી ભરપૂર મઝા લઇએ છીએ તો તેનાથી છુટકારો મેળવવા શું કરવું? તો તે માટે શ્રી હરિરાયજી પોતાના તરફજ આગળી કરીને દીનતાનથી જીવે નિ:સાધન પણાની ભાવના કરી પ્રભુ ની કૃપા મેળવવા શરણાગતિ રાખી દીનતાથી પોતાના દોષોદર્શન કરીને, દીનતાયુક્ત શ્રી પ્રભુને વિનંતી કરવી “હે શ્રીકૃષ્ણ” તમે મારા સ્વામી છો હુ તો અગણિત દોષોનો ભંડાર છુ મારામાં કોઈ ગુણ નથી હુ શ્રી મહાપ્રભુજી દ્વારા આપને શરણે આવેલો છુ તો મારો ત્યાગ કરશો? આ પ્રકારે નિ:સાધનપણું સ્ફુરે ત્યારે પ્રભુ હ્રદયમાં પધારે.

## શિક્ષાપત્ર આડત્રીસમું

આ આડત્રીસ માં શિક્ષાપત્ર માં શ્રી હરિરાયચરણ ઓગણીસ શ્લોકમાં ભગવદ્ સ્વરૂપ નું નિરૂપણ કરે છે. અગાઉના શિક્ષાપત્ર માં શ્રીહરિરાયજી આપણામાં રહેલા વિવિધ દોષોનો ચિતાર રજૂ કર્યો. આપણે પોતાને જ્ઞાની સમજીને મદ લઈને ફરતા હોઈએ છીએ. અગાઉ ના શિક્ષાપત્રોના ચિંતન, મનનથી આપણી નિવેદિતાનો ખ્યાલ આપીને આપણા દોષો ને શ્રી હરિરાયચરણ કૃપા કરીને આ શિક્ષાપત્રમાં ભગવદ્ લીલાઓનું સુંદર ચિંતન કરાવે છે. શ્રી હરિરાયચરણ પ્રભુના વિવિધ સ્વરૂપોનો અનુભવ કરાવે છે. અહીં આપણને પ્રશ્ન થાય કે શું પ્રભુના વિવિધ સ્વરૂપ હોય? પ્રભુ તો એકજ છે પરંતુ પ્રભુ આ જગતમાં અનેક સ્વરૂપે પ્રગટ થયા છે. માટે આપણે

ભગવદ્ સ્વરૂપ ને જાણવા સમજવા જરૂરી છે. પુષ્ટિમાર્ગીય દષ્ટિએ શ્રી મહાપ્રભુજી એ જે અનુભવ્યા છે તે આધારે પ્રભુને ઓળખવાના છે. શ્રી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે પ્રભુ ત્રણ સ્વરૂપે બિરાજમાન છે.પ્રથમ આપણે જેનો અનુભવ કરીએ છીએ તે જગત.આ જગત જે જડ ચેતન પદાર્થોવાળુ છે જેના અલગ નામ રૂપ જોવા મળે છે તે સર્વે પ્રભુ નુ આધિભૌતિક સ્વરૂપ છે. પ્રભુ સચ્ચિદાનંદ છે તેથી ત્રણ ધર્મ છે સત+ ચિત્ત + આનંદ. સતધર્મ એટલે જડત્વ જે આ જગતમાં છે. ચિત્ત ધર્મ એટલે ચૈતન્ય જે આ જગતમાં ચેતનતા જે જોવામાં આવે છે. ત્રીજો આનંદ ધર્મ જે પ્રભુમાં છે, જેનો અનુભવ શ્રી મહાપ્રભુજી કરે છે તેથી શ્રી મહાપ્રભુજી સમજાવે છે કે પ્રભુ સત્ય છે તેમ જગત પણ સત્ય છે, આ જગત પ્રભુ નુ અંશાત્મક સ્વરૂપ છે. જેથી જગતના સર્વ પદાર્થોમાં ભગવદ્ અંશ અનુભવાય જેને સર્વાત્મભાવ કહેવાય. બીજું સ્વરૂપ એ આધ્યાત્મિક જે આખે દેખાય નહિ પણ જેનો અનુભવાય એનુ નામ અક્ષરબ્રહ્મ. ત્રીજું સ્વરૂપ આધિદૈવિક જે સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમ. આ સ્વરૂપ પ્રભુની ભક્તિ કરનાર ભક્તોને પ્રભુના અલૌકીક સાકાર. સ્વરૂપે દર્શન થાય, અનુભવ થાય છે.

આ સ્વરૂપને વેદમાં બ્રહ્મ કહે છે કારણ કે આ સ્વરૂપમાં વેદની શ્રુતિઓએ દર્શન કરેલ નથી. આ સ્વરૂપ નિરાકાર છે. આ સ્વરૂપ સર્વેમાં રહેનારા, બિરાજનારા પ્રભુ આત્માની સાથે અંતર્યામી બનીને દરેક જીવ માત્રના હૃદયમાં બિરાજે છે. આ સ્વરૂપ જ્ઞાનીને અંતકરણથી થયો,કર્મમાર્ગીને વૈદિક કર્મમાં થયો પરંતુ ભકતજનોને આ સ્વરૂપથી સંતોષ થયો નહીં. તે સ્વરૂપના દર્શન જોઈએ તો આપણને નૃસિંહ અવતારના પ્રસંગમાં સમજવા મળશે, પ્રહલાદના મનમાં રહેલા પ્રભુ એક સ્તંભમાંથી પ્રગટ થયા પરંતુ ક્રોધીત,અહંકારી પીતાના દર્શન માટે પ્રભુએ રૌદ્ર રૂપ બતાવ્યું તેજ સ્વરૂપ પ્રહલાદ માટે મધુર થઈ ગયું. તો આજ મધુરાપતિ સ્વરૂપ વ્રજમાં નંદનંદન બનીને પ્રધાર્યા.તો શ્રી કૃષ્ણ કેવા છે તો શ્રી હરીરાયચરણ બતાવે છે કે તે રસાત્મક ગોપીકાઓની મધ્યે નિત્ય બિરાજમાન છે. જે યમુનાજી ના પુલીન સમીપે આવેલા વૃદાવનમાં બિરાજીત છે. નિત્ય ગાનરસમાં મગ્ન રહી ક્ષર અક્ષર બ્રહ્મથી વિશિષ્ટ છે. આજ સ્વરૂપ સર્વત્ર પુરૂષોત્તમ રૂપે બ્રહ્મ સ્વરૂપ વિરાટ પુરૂષ કહેવાય છે. આ સ્વરૂપ પૃથ્વી ઉપર મત્સ્યાદિ અવતારમાં અંશ રૂપે પ્રગટ થઈ અનેક લીલા કરે છે. આ રસાત્મક શ્રી કૃષ્ણ માં દ્દઢ વિશ્વાસ રાખવો. અક્ષરધામ છે તે વ્યાપીવૈકુંઠ છે ત્યાં બ્રહ્માનંદ સ્વરૂપે લક્ષ્મી સાથે પુર્ણાનંદ હરિ નિત્ય બિરાજે છે જે ગોલોકધામ છે. આ અક્ષરની ભીતર ભકતોને પ્રભુનો અનુભવ થાય છે.બીજું રમા વૈકુંઠ છે જે અક્ષરધામની વિભુતિરૂપે છે. ત્યાં પ્રભુ વિભુતિરૂપે વિષ્ણુ અને પ્રભુની શક્તિ રૂપે લક્ષ્મી પ્રગટ થઈ બિરાજે છે જેથી આ રમાવૈકુંઠ કહેવાય છે.

આગળ શ્રી હરિરાયચરણ પ્રભુના વ્યૂહાત્મક સ્વરૂપ બતાવે છે. એક પ્રભુની મુળ લીલા જે ગોલોકધામમાં કરે છે, તે નિત્યલીલા. બીજી અવતાર લીલા જે સારસ્વત કલ્પમાં પ્રગટ થઈને વસુદેવ અને દેવકીને ત્યાં આ ક્રમમાં શ્રીમદ્ ભાગવતજીમાં જન્મ પ્રકરણમાં કરેલી પ્રમાણ લીલા જેમાં પ્રભુ પોતાના પ્રાગટ્યના પ્રમાણ આપે છે. પ્રભુ વસુદેવ અને દેવકી સમક્ષ ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયા, આ ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયેલા મુળભુત એકજ છે તે ચર્તુવ્રૃહ રૂપે ચાર પ્રકારના કાર્યો કરવા ભુતલ ઉપર પ્રગટ પધાર્યા. આ ચાર રૂપ મૂર્તિ વ્યૂહ કહેવાય, જે પ્રધુમન,વાસુદેવ, અનિરુદ્ધ અને સંકર્ષણ રૂપે સ્થિતિ કરે છે. આ પ્રમાણે વ્યૂહોથી આવૃત થયેલા શ્રી કૃષ્ણ અવતારમાં જાણવામાં આવતાં નથી. આ ચાર સ્વરૂપ માં બે શ્વેત અને બે શ્યામ છે. આ ચાર ભુજાઓ થી ભક્તો ને ચાર પુરૂષાર્થનુ દાન કરવા માટે છે. સંકર્ષણ વ્યૂહ દૈત્યોના નાશ કરવા માટે, વાસુદેવ વ્યૂહ ભક્તોને મોક્ષનુ દાન કરવા, પ્રધુમન વ્યૂહ વંશ વૃધ્ધિ માટે, અનિરુદ્ધ વ્યૂહ ભકતો ની રક્ષા કરવા પધાર્યા છે. આ ચારેય વ્યૂહની અંદર પુર્ણ પુરૂષોત્તમ બિરાજે છે. જેમ સુર્ય કે ચંદ્રનુ ઉગવુ કે આથમવવુ એ જન્મ મરણ નથી તેમ આ પુર્ણ પુરૂષોત્તમ નો જન્મ કે અવતાર નથી પરંતુ દેવકી,વસુદેવનો સંબંધ નામ માત્ર છે. તેથી શ્રી કૃષ્ણ પ્રાકૃત મનુષ્ય સમાન નથી. પરંતુ જીવ ભ્રાન્તિમાં પડી જાય છે અને શ્રી કૃષ્ણને પ્રાકૃત કહે છે. તેથી અજ્ઞાનતા વશ અંશના કાર્યને મૂળ રૂપ કલ્પના કરે છે. કૃષ્ણ તો મૂળ રૂપે તો કેવળ રસરૂપ લીલા કરે છે. પૃથ્વીના ભારનું હરણ તો પ્રભુ અનેક કલા અવતાર દ્વારા જ કરે છે. આવી લીલાતો દેવકી,વસુદેવ ને આપેલા વરદાન સિધ્ધ કરવા માટે અને નંદ,યશોદાના મનોરથ પુર્ણ કરવાજ પ્રગટ થયા છે.

હવે શ્રી હરિરાયચરણ શ્રી કૃષ્ણ સ્વરૂપ બતાવતા સારસ્વત કલ્પમાં ભૂતલ ઉપર પધારી જે વ્રજમાં લીલા કરી તે, મથુરામાં કરી તે અને દ્વારકામાં જે લીલા કરી તે બતાવે છે. અગાઉ જોયું કે ગોલોકધામાં નિત્યલીલા અને અવતાર કાળમાં વ્રજલીલા તે પુષ્ટિ ભક્તો ને સનાથ કરવા પ્રભુએ નંદગૃહે બાલલીલા થી લઈને રાસપ્રયંતની લીલા કરીતે, કેવળ પોતાના પુષ્ટિભક્તોને પુષ્ટિ રસનો અનુભવ કરાવવા માટેજ કરી છે. મથુરાપુરી કે દ્વારકાપુરી માં જે સ્વરૂપ થી લીલાઓ માત્ર મોક્ષરૂપ ફળ પ્રાપ્ત કરવા કરેલી છે. આ સ્વરૂપની લીલા વ્યુહ સહિત છે જેમાં આનંદ સંભવ નથી તેથી આ સ્વરૂપની લીલા મર્યાદાસહિત ની લીલા કહેવાય છે. જ્યારે વ્રજલીલા ધર્મીસ્વરૂપની લોકવેદાતિત રસાત્મક સ્વરૂપની હોવાથી સદાય વ્રજમાં બિરાજમાન છે. જેથી વ્રજમાં બીરાજતું સ્વરૂપ રસરૂપ છે જેમાં બાળલીલા, કીશોરલીલા, પરમાનંદ રૂપ સર્વત્ર ગૂઢ ભાવથી લીલાનું વર્ણન છે. મથુરા, દ્વારકા લીલા ધર્મસહિત મર્યાદાયુક્ત છે. જેના કારણે બંન્ને સ્વરુપના ફળમાં પણ ભેદ જોવા મળે છે તેમ શ્રી હરિરાયચરણ સમજાવે છે.

શ્રી હરિરાયચરણ આટલું બતાવી છેલ્લા અંત ભાગમાં આજ્ઞા કરે છે આપણે પ્રભુની લીલા ધ્યાનમાં રાખી સારસ્વત કલ્પમાં પ્રગટેલા પુર્ણપુરૂષોત્તમ આનંદકરપાદમુખોદરાદિ,યશોદોત્સંગલાલિત એવા ધર્મીસ્વરૂપને સેવન,કીર્તન, સ્મરણ,મનન કરી નવધા ભક્તિથી પ્રેમલક્ષણા ભક્તિ પામીશું. આ માટે આપણને પાંચ કર્તવ્યો બતાવે છે.

૧) હે વૈષ્ણવો આ લીલાયુક્ત શ્રી કૃષ્ણના મુળ સ્વરૂપ ને ચિત્ત માં ધારણ કરી પુષ્ટીમાર્ગીય રીત અનુસાર તનુજા વિતજા સેવા કરવી. ૨) આપણે આચાર્યજી પાસે બ્રહ્મસંબંધ લીધું છે. આ બ્રહ્મસંબંધના ભાવનું ભગવદીયો સાથે નિરંતર અનુસંધાન માટે સત્સંગ કરવો. ૩) શ્રી વ્રજાધિપ પુર્ણાનંદ છે આપના ચરણાવિન્દમાં દ્રઢ વિશ્વાસ રાખવાથી શ્રી કૃષ્ણ પોતના કૃપા ગુણને લીધે ભક્તાધિન છે. તે કદાપિ ભક્તોની ઉપેક્ષા કરશે નહીં. ૪) ધર્મમાર્ગમાં પ્રવુત રહીને મનની ગતિ સદાય પ્રભુ માં રહે તેમ ચીત ની શુધ્ધિ રાખવી. ૫) આ માર્ગના પર્વતક શ્રી આચાર્યમહાપ્રભુજી ના ચરણકમળમાં નિરંતર દ્રઢ વિશ્વાસ અને શ્રધ્ધા રાખવાથી સર્વે ફળીભૂત થશે. આપણે તો એકજ મનોરથ રાખવો "બસો મેરે નયન મેં" આ ચક્ષુઓથી સદાય રસાત્મક રસમય લીલાઓનુ પાન કરી રસાત્મક પ્રભુ અંતકરણ માં ધારણ કરવા તેજ પરમ ફળ માનવું. આ પાંચ પગથિયાં ચડવા એકજ શીખ દયારામ આપે છે. "નિશ્રયના મહેલમાં વસે મારો વ્હાલો, વસે વ્રજ લાડીલો રે. "

## શિક્ષાપત્ર ઓગણચાલીસમું

અગાઉ આડત્રીસમાં શિક્ષાપત્રોમાં વૈષ્ણવોના પાંચ કર્તવ્યો સમજાવ્યા છે. આ શિક્ષાપત્રમાં ફક્ત પ.પ શ્લોક આપી તેમાં આ પાંચ કર્તવ્યો નું સવિસ્તાર પુનરાવર્તન કરેલ છે. જો આ શિક્ષાપત્ર જીવનમાં ઊતરી જાય તો સમગ્ર પુષ્ટિજીવનનો સિધ્ધાન્ત ઉતરી જાય. આ પાંચ કર્તવ્યો જીવનમાં કેમ ઉતરે તેના પ્રકારમાં પ્રથમ સત્સંગથી નિરંતર પ્રભુમાં ચિત સ્થાપવુ.જે નામનિવેદનના મંત્રો જે શ્રી આચાર્યચરણ પાસેથી મેળવેલ છે તેનુ સ્મરણ કરી તેના અર્થનુ અનુસંધાન કરવા. ભગવદ્સેવા સા વૈષ્ણવોના સમાધાન થી પ્રભુમાં વૃધ્ધિ થાય છે અને પ્રભુમાં ચિત સ્થાપન થાય ત્યારે જ પ્રભુભક્તોને વશ થાય છે, તો આ રીતે સેવા સત્સંગનો પ્રકાર આ શિક્ષાપત્ર માં બતાવે છે. અગાઉ ના શિક્ષાપત્ર માં શ્રી કૃષ્ણ ના રસાત્ભક સ્વરૂપ જે ગોપીજન વલ્લભના સ્વરૂપે પરીચય આપી તેનો વિસ્તાર આપે છે.

જો નિરંતર સત્સંગમાં પ્રવૃત્ત થવાથી આપણુ ચિત્ત પ્રભુમાં સ્થપાય છે. પુર્વ માં આપણે જોયું કે શ્રી આચાર્ય મહાપ્રભુજીએ નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરી છે કે " નિવેદનં તુ સ્મર્તવ્યં, સર્વથા તાદ્શૈજનો |" એટલે આપણે વૈષ્ણવો સાથે રહીને નિવેદન મંત્રનું અનુસંધાન કરતાં સત્સંગ કરવો કારણકે શ્રી વલ્લભ દ્વારા પ્રથમ શ્રવણ આપણને અષ્ટાક્ષર મંત્રનું થયેલુ છે. આ અષ્ટાક્ષર મંત્ર સતત રટણ કરતા રહેવાથી ચિત્ત પ્રભુ માં સ્થપાય છે. જ્યારે ચિત્ત પ્રભુમાં રહેવાથી નિવેદન મંત્રની બીજી જવાબદારી આપણને પુરી કરવા આપણને સેવા કરવાનો વિચાર આવશે. આમ સત્સંગ અને ભગવાનની કથામૃતથી ભગવાન ના ગુણો ચિતને લૌકિકમાંથી ખસેડી ભગવદ્ ભિમુખ કરે છે. આમ ભગવદ્લીલાના શ્રવણથી ભગવાન ના ગુણો હ્રદયમાંપ્રવેશ કરી કીર્તન દ્વારા મુખથી બહાર આવે છે. આરીતે ભગવદ્ ગુણગાન ના કીર્તનથી ભગવાનનુ મહાત્મ્ય જાણ થાય છે . આમ ભગવાનનુ મહાત્મ્ય જ્ઞાન થવાથી ભગવાન માં પ્રીતિ થાય છે. ત્યારે આપણને આપણુ કર્તવ્ય સમજી પ્રભુની સેવામાં પ્રવૃત થઈ શકાશે. આ ભગવદ્ ગુણગાન શુધ્ધ ભાવથી તત્વ સમજી બુધ્ધિપુર્વક યાદ કરીશુ તેને સ્મરણ કહેવાશે. એ રીતે શ્રવણ,કીર્તન અને સેવા સ્મરણ કેટલાક કાળ સુધી જાળવી રાખવા થી ચિત્ત ની શુધ્ધિ ધાય ત્યારે પ્રભુ સંતુષ્ટ થાય છે. જ્યારે પ્રભુ સંતુષ્ટ થાય ત્યારે તે શુધ્ધ અંત:કરણ ભગવાનને બિરાજવાનુ યોગ્ય સ્થાન બને છે. આપણને એક સર્વ સામાન્ય નિયમ ખબર છે કે વુક્ષની વૃધ્ધિ માટે તેના મુળમાં પાણી આપવું પડે છે તેનુ બરાબર જતન કરવું પડે છે તેના પાન કે ડાળીઓને પાણી આપવાથી વુધ્ધિ થતી નથી તેમ પુર્ણાનંદ શ્રી કૃષ્ણ ની સેવા અને ગુણગાનથી પ્રભુ સંતુષ્ટ થાય છે. તો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે દીનતાપુર્વક શ્રી કૃષ્ણ ની સેવા કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે,કારણકે આ પ્રભુની શરણાગતિ નો માર્ગ છે. શરણાગતિ દૈન્યતાથી જ આવે છે. આપણા પુષ્ટિ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ એવા દુરારાધ્ય છે જે કોઈ રીતે વશ થતાં નથી પરંતુ સેવા એ પ્રભુની પ્રાપ્તિનું સાધન છે.પ્રેમસહિત નિરંતર પ્રભુને ભજવાથી જ પ્રાપ્તિ થાય છે. બીજી કોઇ રીતે થઈ શકાતી નથી. બ્રહ્મા, શીવાદીક દેવોને જ્ઞાન ,વૈરાગ્ય કે તપ દ્વારા પણ પ્રભુની સેવા દુર્લભ છે જે ભાગ્યવાન હોય તે જ શ્રી મહાપ્રભુજી ના શરણે આવી પ્રભુ સેવા માટે અધિકારી બને છે.

જે જીવ આત્મનિવેદન પુર્વક આ માર્ગમાં આવેલો છે તેને મન દ્રઢ કરીને શ્રી કૃષ્ણ નુ સેવન કરવુ. શ્રી કૃષ્ણ ની સેવા એજ સર્વોપરી છે તેથી પ્રિતી પૂર્વક કરવી. શ્રીમદ્ ભાગવતમાં સપ્તમ સ્કંધ માં આવે છે પ્રભુ દાન,તપ,વ્રત,યજ્ઞ કશાથી પ્રસન્ન થતાં નથી પરંતુ શુધ્ધ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. તે બતાવે છે કે આ માર્ગ એવો વિલક્ષણ જેમાં જ્ઞાનનું તત્વ મહત્વ નથી પણ જ્ઞાનનું તત્વ એટલું દાખલ કરેલ છે કે મહત્વપૂર્વકનું જ્ઞાન રાખી બીજી કડાકૂટ કરવાની નથી,પરંતુ તપ,દાન, વૈરાગ્ય, વ્રતના નિયમો ત્યજી દઈને ફક્ત વાસ્તવિક

સ્વરૂપ એવા પ્રભુ પ્રત્યે પ્રેમ ને મહત્વ આપી પ્રભુના સુખ માટે શ્રી કૃષ્ણ સેવા પ્રગટ કરી છે. આ સેવા માર્ગે આગળ ચાલતા જીવનમાં આવતાં સુખ દુઃખને પ્રભુના કર્તા સમજી શ્રી હરિની ઈચ્છા ને પ્રાધાન્ય આપણે આપીશું.

એટલે આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજીચરણ શુધ્ધ ભાવથી શ્રી કૃષ્ણને સર્વોપરી સમજી નિષ્કામ રીતે સેવામાં મન લગાવવાની આજ્ઞા આપી તેજ વૈષ્ણવ નું કર્તવ્ય બતાવે છે.

## શિક્ષાપત્ર ચાલીસમું

આ ચાલીસમાં શિક્ષાપત્રમાં શ્રી હરિરાયચરણ બહુજ દીનતાના વાક્યોથી પોતાના મનમાં રહેલો ખેદ વ્યક્ત કરી આપણને શિક્ષા આપે છે. અગાઉ પૂર્ણ થયેલા ઓગણચાલીસ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજી પોતાના ભ્રાતા શ્રી ગોપેશ્વરજીને નિમિત્ત કરી સમગ્ર વૈષ્ણવ સમાજ ને અનન્યતા,હ્રદયના ક્લેશ, દિનતા,આપણા દોષો, ચિંતા નિવૃત્તિ ના સાધન સહિત સેવા સત્સંગ દ્વારા કેવીરીતે પ્રભુની શરણાગતિ રાખી ને મન દ્રઢ કરવાના વિવિધ પ્રક્રિયા સમજાવી છે. હવે આ ચાલીસમાં શિક્ષાપત્રમાં તેત્રીસ શ્લોકમાં પોતાના મનમાં બહુ ખેદ થયેલો હોવાથી મન અશાંત થયું. ત્યાર બાદ કેવી રીતે શાંતિ થઇ તેનુ વૃતાંત શ્રી હરિરાયજીચરણ આ શિક્ષાપત્રમાં કરે છે.શ્રી હરિરાયજીચરણ બતાવે છે કે શ્રી કૃષ્ણની સેવા સર્વાપરી છે, સેવા જ સાધન તથા ફળરૂપ છે વૈષ્ણવો નુ આ કર્તવ્ય છે.

આ ચાલીસ માં શિક્ષાપત્રની શરૂઆત પોતાના સેવક દૂર થવાથી પોતાને ક્લેશ થયો, તેનાથી પોતાને દુઃખ થયું તો આ ક્લેશ લૌકિક મોહમાંથી થયો નથી. અહીંયા વૈષ્ણવોને શીખવી રહ્યા છે કે સંસારસાગરમાં વહેતા હ્રદયમાં પ્રભુપ્રાપ્તિ માટેનો તાપક્લેશ કેવીરીતે કરાય? હવે પછી પોતાની દીનતાના દર્શન કરાવે છે કે શ્રી મહાપ્રભુજી તથા શ્રી ગુસાઈજીની કૃપા થી નિજમાર્ગમાં આવેલા છીએ પણ આ માર્ગ પર ચાલવામાં મારી શી ફરજ છે, મારો ધર્મ શું છે તે મને થોડી થોડી ખબર છે. પરંતુ ભગવદીયો દુર થયા છે જેનાથી સત્સંગ છુટી ગયો છે. સત્સંગના અભાવે હ્રદયમાં અત્યંત દુઃખ થાય છે. આ દુઃખ શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાઈજીના કૃપાબળથીજ મને નિજ પુષ્ટિમાર્ગનો ધર્મ કાઇક સ્ફુરે અને મારૂ દુઃખ નિવૃત થાય અહીંયા શ્રી હરિરાયજીચરણ પોતાના જીવનને વણીને આપણને એકવીસ દુઃખના દોષોનું ચિંતન કરાવે છે. આ સ્વદોષો નું ચિંતન કરીએ.

૧) સ્વધર્મ જાણવા છતાં, હ્રદયની અશુધ્ધિને લીધે તેનું આચરણ થતું નથી. કારણકે સેવક દુર જવાથી સત્સંગનો અભાવ રહે છે. સત્સંગથી દુઃખી છીએ તેથી પ્રભુની સેવાથી વિમુખ થયા છીએ,પરંતુ શ્રી મહાપ્રભુજી ની કૃપાબળથી પુષ્ટિ ધર્મ સમજવાની શક્તિ મળે.

૨) આ જીવ પાખંડી છે, તેથી ઉપેક્ષા કરવા લાયક છું તેથી પ્રભુએ પણ મારી ઉપેક્ષા કરી છે. લૌકિક માં જેમ પાખંડી થી લોકો દૂર રહે તેમ પ્રભુ પણ મારાથી દૂર થયા છે. હું તો તેમના શરણે જાઉ છું તેથી મારૂ દુઃખ દુર થાય. પ્રભુ તો ગુણગ્રાહી છે, પ્રભુ મારા દોષોના સમુહ ને વિસરી મારા નાના ગુણ ગ્રહણકરશે.

૩) પ્રભુએ મારી ઉપેક્ષા કરી છે તેથી ભગવદીય વૈષ્ણવો પણ મારી ઉપેક્ષા કરી દુર ચાલ્યાં ગયાં છે

૪) પ્રભુ તો ગુણગ્રાહી છે જ્યારે મારા માં લેશ માત્ર ગુણ નથી

૫) મારામાં ભગવદ્ ભાવ ન હોવાથી સેવા અને કથામાં રૂચી લાગતી નથી .જેના કારણે સેવા અને કથાની મારા જીવનમાં અસર થતી નથી.

૬) સંસારમાં આશક્તિ રહેવાથી લોભ, મોહ,મત્સર વિગેરે નો ત્યાગ થઈ શક્તતો નથી.

૭) સંસાર ના ભોગ અને મનમાં ઉદ્વેગ ને પરિણામ સ્વરૂપ સેવા થતી નથી. તેના કારણે તનુજા, વિતજા સેવા માં અનેક પ્રતિબંધ આવે છે અને શરીર અને ઇન્દ્રિયોમાં કામના રહે છે.

૮) આમ ઇન્દ્રિયો ની કામનાને લઈને મન ચિત્ત ગૃહાદિક કાર્યો માટે વ્યગ્ર રહેવાથી માનસી તો કેવી રીતે સિધ્ધ થાય?

૯) મારા તાતશ્રી,મારા ગુરુદેવ, શ્રી આચાર્યજી,શ્રી ગુસાઈજી સહિત અનેક ભગવદીયો મારા થી દૂર થયા છે.

૧૦) શ્રી હરિરાયજીચરણ આગળ બતાવતા કહે છે કે સતપુરૂષ નો અને ભગવદીયો નો સંગ થાય તો મન એકાગ્ર થતું ન હોવાથી ચિત્તમાં પણ એકાગ્રતા આવતી નથી જેના પરિણામે શ્રીમદ્ ભાગવતનો અર્થ સમજાય છે પરંતુ ચિતથી દુઃખી હોવાથી શ્રીમદ્ ભાગવતનો ભાવ ક્યાંથી સ્પષ્ટ થાય?

૧૧) મનમાં અત્યંત વિક્ષેપ રહેવાથી, શરણભાવના ટકતી નથી. પરંતુ શ્રી મહાપ્રભુજી કહેછેકે " અશક્યે વા સુશક્યે વા, સર્વાથે શરણં હરિ" તેવો પ્રયત્ન કરૂ.

૧૨) હવે શ્રી હરિરાયજીચરણ કહે છે કે મારી પાસે થી ભગવદીયો દૂર થયા હોવાથી સત્સંગ થી દુઃખી છું. સત્સંગ ના અભાવે મને લૌકિક વાર્તાઓમાં રસ રહે છે.

૧૩) શ્રી મહાપ્રભુજી ની આજ્ઞા કરે છે કે અષ્ટાક્ષર મંત્રનું સતત રટણ કરવાથી શરણભાવ દ્દઢ થશે,પણ ભગવદ્દવાર્તા ન રહેવાથી લૌકિક પ્રેમ વધે છે. તેના પરિણામે સર્વ લોકો મને મહાન અને બુધ્ધિશાળી સમજી મારા પ્રત્યે શરણભાવ રાખે છે. જેથી અષ્ટાક્ષર મંત્ર પણ જપાતો નથી.

૧૪) મારાથી સતત અષ્ટાક્ષર મંત્ર નો જપ ન થવાથી મારા મનમાં મહતત્વ બુધ્ધિ, અભિમાન થવાથી દૈન્યતા નો પણ નાશ થાય છે.

૧૫) પરિણામ સ્વરૂપે મારૂ ચિત્ત લૌકિક દેહના સંબંધી ક્રિયા માં અતિ ચંચળ રહે છે તેથી શ્રી કૃષ્ણ ના ચરણકમળનો આશ્રય દ્રઢ થતો નથી.

૧૬) શ્રી કૃષ્ણના ચરણાવિન્દમાં દઢ આશ્રય ક્યાથી હોય? પ્રથમ તો વિવેક,ધૈર્ય, આશ્રય જે કારણ રૂપ છે જે મારા જેવા મુર્ખમાં નથી. શ્રી મહાપ્રભુજી વિવેક ધૈયાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે "વિવેક ધૈર્યે સતતં,રક્ષણીયે તથાશ્રયઃ |" જે મારાથી થઇ શકતી નથી.

૧૭) આ સર્વનું કારણ એ છે કે હું શ્રી કૃષ્ણ ના ચરણાવિન્દની સિધ્ધિ વાળી વ્રજભૂમિથી દૂર થયો છું. જેથી નિત્ય સેવન લીલાનું સ્મરણ થતું નથી. લીલાના સ્મરણ વિના ભાવ ઉત્પન્ન થતો નથી. વ્રજભૂમિથી દૂર હોવાથી શ્રી ગિરિરાજજી, શ્રી યમુનાજી અને વ્રજરજ પણ પ્રાપ્ત થતા નથી.

૧૮) વ્રજભૂમિથી દુર હોવાથી જે ભક્ત શિરોમણી એવા હરિદાસ વૈર્ય શ્રી ગિરિરાજ પણ ક્યાં છે? આ ગિરિરાજ ઉપર જ્યાં પુલીન્દીઓના પોષણ થાય છે હું તેવો પણ નથી.

૧૯) શ્રી મહાપ્રભુજી ના ચરણાવિન્દનો આશ્રય પણ થતો નથી. જેથી શ્રી કૃષ્ણ ની લીલાઓની ભાવના પણ થતી નથી.

૨૦) શ્રી મહાપ્રભુજી આજ્ઞાકરે છે કે જીવે નિઃસાધન થઈ દાસત્વની ભાવના રાખવી ત્યારે સાનુભવ થાય.પરંતુ મારામાં રહેલા દોષો ના કારણે નિસાધનતા રહેતી નથી. પછીતો શ્રી પ્રભુ નું સ્મરણ કેમ થાય?

૨૧) આ એકવીસ દોષો તો રહેલાં છે પરંતુ એવા અગણિત દોષો છે. પ્રભુ ની લીલા તો અગણિત છે તેના સ્મરણ ને બદલે લૌકિક ચિંતા માં પડયો રહ્યો છું.

આમ સર્વ દોષોને પરીણામે લૌકિકમાં પણ કેવી દુર્ઘટનાઓ થાય છે તે શ્રી હરિરાયજી બતાવી રહ્યા છે

શ્રી હરિરાયજીચરણ આ પ્રકારના દોષો બતાવી સમજાવે છે કે આ સઘળા દોષો ના પરિણામ સ્વરૂપે પોતાને પાંગળો અને અપંગ થઈ જવાથી શરીરે અશક્ત થવાથી કશું પણ કરવા સમર્થ નથી. મારુ ચિત્ત લૌકિક કામનાઓમાં વિક્ષિપ્ત રહેવાથી હરિ પણ ઉપેક્ષા કરે છે, જેથી મારી શી ગતિ થશે? આ બધા દોષો નો શિકાર કેટલાક મારા નજીકના સ્વજનોથી થયેલ છે. તેનુ વર્ણન આગળ શિક્ષાપત્રમાં કરે છે.

જો આ કળીકાળમાં આપણને દુઃખી જો કોઈ કરતું હોય તો તે આપણા પોતાના કહેવાતા વિશ્વાસુ દ્વારા જ થાય છે. અહીં પોતાના વિશ્વાસુ અધિકારીના દુષ્કૃત્ય ના પરિણામે બદનામી થવાની સંભાવના આવી. પણ પ્રભુ કૃપા થી તેમના પ્રત્યે દયા રાખતા બીજા સ્નેહયુક્ત સ્નેહીજનને યોગ્ય લાગ્યું નહીં. આવા એક સેવક પ્રેમજી છે તે ઉદાસ રહે છે જે મારી ઉપેક્ષા કરે છે, પરંતુ દોષયુક્ત અધિકારીનો ત્યાગ કરવો શક્ય નથી. જ્યારે સ્નેહી સેવકની ઉદાસીનતા સહન થતી નથી. આ પ્રસંગે શ્રી હરિરાયજીચરણ પોતાના ભ્રાતા શ્રી ગોપેશ્વરજીને આજ્ઞા કરે છે કે આપ આ પ્રેમજી નામના વૈષ્ણવના સમાધાન માટે કંઇક લખશો.

આ પ્રસંગ બતાવી શ્રી હરિરાયચરણ આપણને શિક્ષા આપવા માગે છે કે આપણા જીવનમાં પણ ઘણી વખત આવા કડવા પ્રસંગો આવતા હોય છે ત્યારે ધિરજ રાખી તેવી વ્યક્તિની ઉપેક્ષા નહીં કરતાં પોતાના અન્ય પરીવાર કે સ્નેહી જનોની સહાય લઇ દિનતાપૂર્વક સમાધાન શોધવાનો પ્રયત્ન કરવો.

શ્રી હરિરાયજીચરણ આ શિક્ષાપત્ર પોતાના જીવનમાં બનેલી ઘટનાઓને નિમિત્ત બનાવી આ કલીકાળમાં વૈષ્ણવો ને બોધ આપી આ પ્રસંગે સાવધાની રાખવાની આજ્ઞા કરે છે.

આ પ્રસંગનુ વિશેષ વર્ણન કરીને તેમને પોતાનો સેવક દોષરહિત છે તેના ચિત્તનુ સમાધાન કરીને સત્સંગ થી ફરીથી ઉઠે તેવો વિશ્વાસ રાખે છે.

## શિક્ષાપત્ર એકતાલીસમું

આ એકતાલીમુ શિક્ષાપત્ર અંતિમ શિક્ષાપત્ર છે. કોઈપણ ગ્રંથમાં અંતિમ પ્રકરણ અગાઉના પ્રકરણોના સારરૂપે ઉપસંહાર હોય છે. તેમ આ શિક્ષાપત્રમાં પણ શ્રી હરિરાયચરણ બાર શ્લોકમાં અગાઉના ચાલીસ શિક્ષાપત્રોનો સાર રજુ કરે છે. શ્રી મહાપ્રભુજીએ વેદાદિ શાશ્ત્રોનુ મંથન કરીને શાશ્ત્રોના સારરૂપે પ્રગટ કરેલા પુષ્ટિ સિધ્ધાંત છે. માટે આ એકતાલીસ શિક્ષાપત્રોનો સિધ્ધાંત અહીં કહેવામાં આવે છે. આ શિક્ષાપત્રમાં શ્રી હરિરાયજીચરણ સર્વ સિધ્ધાંતનો સારરૂપે શિખામણ આપણને આપે છે.

જેમ પ્રભુના દ્વાદશાંગ સ્વરૂપ શ્રી ભાગવતમાં પ્રભુના રૂપ,ગુણ અને લીલાઓનુ નિરૂપણ દ્વાદશ અવયવથી કરવામાં આવેલું છે એમ અહીંયા પણ પુષ્ટિ પ્રભુ પ્રાપ્ત કરવા માટેના પુષ્ટિ સિધ્ધાંતોનુ નિરૂપણ બાર શ્લોકમાં આપી રહેલા છે. આમ શ્રી ભાગવતજીનો નિચોડ આ એકતાલીસમાં શિક્ષાપત્રમાં બાર શ્લોકમાં શ્રી હરિરાયજીચરણ સુંદર રીતે રજૂ કરેવામાં આવેલ છે. આ બાર શ્લોકમાં પુષ્ટિના નવ પગથિયાં બતાવે છે. જે એકપછી એક ચઢતાં જરૂર નિશ્ચયના મહેલમાં પહોંચી શકાશે તેમાં સંશય નથી.

૧) શ્રી હરિરાયજીચરણ પ્રથમ સિધ્ધાંત આપે છે કે પુષ્ટિમાર્ગીય નિવેદિત વૈષ્ણવે લૌકિક કાર્ય તો કરવા પરંતુ સકલ લૌકિક કાર્ય પ્રભુ સેવામાં ઉપયોગી હોય તે પ્રમાણે કરવું. તેનો મતલબ એ થાય કે જે લૌકિક કાર્ય કરવાનું હોય ત્યારે પહેલાં ભગવદ્ આજ્ઞા લઇને લૌકિક વ્યવહાર કરવો. આ સર્વોપરી ભગવદ્ ધર્મ છે, ગૃહ પણ ભગવદ્ સેવામાં ઉપયોગી છે તેથી જરૂરી છે. દેહ,સંબંધી, કુટુંબ સર્વનો વ્યવહાર પણ ભગવત્સેવામાં ઉપયોગી છે. તે સર્વમાં સ્નેહ રાખવો જોઈએ તે પણ ભગવત્સેવામાં અનુકુળ થાય તેટલો રાખવો. કુટુંબ પોતાની સ્ત્રી કે પુરુષ નો સંગ પુત્ર પુત્રાદિમાં સ્નેહ પણ ભગવત્સેવાની અનુકુળતા પ્રમાણે કરવા. વ્યાયવૃતિ અને ઉપયોગ પણ પ્રભુની આજ્ઞા અનુસાર કરવો. મનમાં લૌકિક ન વિચારવું પણ ભગવતસંબંધી નો વિચાર કરવો.

૨) બીજો સિધ્ધાંત આપ્યો પોતાનું ચિત્તમાં પ્રભુની આશક્તિ રાખવી લૌકિકમાં આશક્ત થાય તે પ્રભુને ગમતું નથી. લૌકિક કાર્યને મહત્વનું સમજી પ્રભુની ઉપેક્ષા કરે તો તેવા ભક્તોની પ્રભુ પણ ઉપેક્ષા કરે છે. ત્યારે તેવા ભક્તોનું લૌકિક અને અલૌકિક બંનેમાં નિષ્ફળતા મળે છે.

૩) ત્રીજો સિધ્ધાંત પુષ્ટિ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ એ સર્વોત્તમ છે જે કર્તુમ,અકર્તુમ્,અન્યથાકર્તુમ છે જેથી પ્રભુમાં શુધ્દ્ ભાવનું સ્થાપન કરવું જોઇએ પ્રભુની સેવા, સ્મરણ કે સત્સંગમાં સદાય શુધ્દ્ ભાવ રાખવો.સેવામાં પ્રાખંડ,ચતુરાઈ કે છળકપટ નો આશ્રય લેવામાં આવે તો તેવી સેવા શ્રી પ્રભુ અંગીકાર કરતાં નથી. પ્રભુતો અંતરયામી છે ભક્તોના હ્રદયનો ભાવતો જાણે છે જો લૌકિક મર્યાદા માટે સેવા સત્સંગનો ઢોંગ કરવામાં આવે તો પ્રભુ તેવા ભક્તની ઉપેક્ષા કરે છે.

૪) ચોથો સિધ્ધાંત બતાવ્યો જો હ્રદયમાં શુધ્ધ ભાવ હોય તેવા ભક્તનું પ્રભુ લૌકિક પણ સિધ્ધ કરે છે. આપણામાં ગવાય છે"શુધ્ધ ભાવે પ્રેમથી ભજી લો ધનશ્યામ" એટલે જે સેવા અને સત્સંગમાં શુધ્ધ ભાવથી ચિત્ત રાખે તેનું લૌકિક, વૈદિક પણ પ્રભુ સિધ્ધ કરે છે. જેવી રીતે પ્રભુમાં શુધ્ધ ભાવ રાખવો તેમ ભગવદીયોમાં પણ શુધ ભાવ રાખવો,.ભગવદીયોની સેવામાં પણ શુધ્ધ ભાવ રાખવો. ભગવદીયો પાસે લૌકિક સ્વાર્થ રાખવો નહીં.ભગવદીયો પાસે અને પ્રભુ પ્રત્યે દ્ઢ વિશ્વાસ રાખી ચિત્ત પ્રભુમાં સ્થાપવુ.

૫) પાંચમો સિધ્ધાંત બતાવ્યો પુષ્ટિમાર્ગીય ભક્તોએ લૌકિકમાં સમય અને દ્રવ્યનો ખર્ચ કરવો પણ આવશ્યક હોય તેટલું જ કરવું. આવા લૌકિક ખર્ચમાં વૈષ્ણવના મનની આશક્તિ રાખવી નહીં. આમ તો લૌકિકનો ત્યાગ કરવો તેમ સમજાવે છે પણ ત્યાગ કરવો શક્ય નથી તેથી ગૃહાદિક ખર્ચ તો કરવો પડશે તો તેમાં અવ્યાવૃત રહીને વ્યવહાર કરવો.એટલે વૈષ્ણવે આ બાબતમાં સાવધાની રાખવી.

૬) છઠ્ઠો સિધ્ધાંત જેમ ઉપર જણાવ્યું કે પ્રભુમાં શુદ્ધ ભાવ નહીં હોય તો લૌકિકમાં આશક્તિ રહેશે તેથી પ્રભુની ઉપેક્ષાથી બાધા આવશે. તેથી શ્રી કૃષ્ણની સેવામાં ચિત્તને સ્થાપવુ.સેવામાં જે ઉપયોગી છે તેની મુખ્યતા રાખવી, બીજું શ્રી કૃષ્ણ સેવા દરમ્યાન અન્ય ક્રિયાઓ ને દૂર રાખવી જોઈએ. સેવામાં એકાગ્રતા થાય અને શ્રી પ્રભુના સુખનો વિચાર કરીને સાવધાની રાખવી. ટુંકમાં સેવામાં ચિતની એકાગ્રતા રાખવી

૭) સાતમો સિધ્ધાંત બતાવ્યો કે સેવા એજ સાધન અને સેવા એજ ફળ છે. જે પુષ્ટિમાર્ગીય ભક્તોનું સર્વોપરી ફળરૂપે સમજવુ. જો જ્ઞાનમાર્ગીય રીતે વિચારી સેવાને સાધન માનીએ તો કદાચ મોક્ષ પ્રાપ્ત થાય પણ સ્વરૂપાનંદ નો અનુભવ ન થાય. પરંતુ જો પુષ્ટિમાર્ગીય રીતે વિચારી આ દેહથી સેવા થાય તેને ઐહિક ફળ અને અલૌકિક દેહથી જે પ્રાપ્ત થાય તેને પારલૌકીક ફળ સમજવું. આ લૌકિક દેહથી સેવા કરતા હ્રદયમાં પ્રભુ પધરાવવા અને સર્વ ઇન્દ્રિય સેવામાં યોજાય ત્યારે ચિત્તની એવી સ્થિતિ બને કે અંતઃકરણથી અને આખોથી સાક્ષાત ભગવદ્ લીલાઓનો અનુભવ થાય. શ્રી મહાપ્રભુજી યમુનાષ્ટકમાં સમજાવે છે કે તનુનવત્વ પ્રાપ્ત થાય જેને સેવા ફળ ગ્રંથમાં અલૌકિક સામર્થ્ય કહે છે, જેને સર્વાત્મ ભાવ કહેવાય તે ચતૃશ્લોકી ગ્રંથમાં પુષ્ટિમાર્ગીય મોક્ષ કહેવાય.

૮) આઠમો સિધ્ધાંત આ સર્વે ભાવ વધારનાર જો કોઈ હોય તો તે સત્સંગ છે. જેમ સુંદર કાર હોય પણ બળતણ ન મળે તો કામ આપતી નથી બંધ થઇ જાય છે તેમ જો સત્સંગ ન મળે તો આપણામાં રહેલો ભગવદ્ ભાવ પણ શાંત થાય છે

૯) નવમો સિધ્ધાંત સેવા કરતાં જે સંયોગાત્મક આનંદ પ્રાપ્ત થાય તેનો ભાવ હ્રદયમાં પ્રગટ થાય અને દર્શનાદિમાં આર્તિ થાય અને સત્સંગમાં હ્રદયમાં તાપ-ક્લેશ સ્થપવાથી તે ભકતને પ્રભુ લૌકિક સ્વસ્થતા આપશે નહીં. આવો આર્તિ તાપ-ક્લેશ હ્રદયમાં થાય ત્યારે પ્રભુ લૌકિક માંથી સ્નેહ છોડાવી પ્રભુમાં સ્નેહ જોડે છે.

આ નવ સિધ્ધાંત બતાવી શ્રી હરિરાયજીચરણ પુનઃ પુનઃ આજ્ઞા કરે છે. શ્રી પ્રભુ એ દુઃખહર્તા છે જેમ લૌકિકમાં બાળકોના ભવિષ્યની ચિંતા તેના માતાપીતા કરે છે તેમ ભગવદીયોની ચિંતા પ્રભુ કરે છે. પ્રભુ તો કરૂણાસાગર દયાના ભંડાર છે.

હવે શ્રી હરિરાયજીચરણ આ શિક્ષાપત્રોના અંતિમ શ્લોકમાં આજ્ઞા કરે છે. આ શિક્ષાપત્રોમાં લગભગ છસ્સો થી પણ વધારે શ્લોકમાં પુષ્ટિના સિધ્ધાંતો અને પાલન કરવા માટેની શિક્ષા આપે છે કે આ પુષ્ટિમાર્ગ જે વૈષ્ણવની સ્થિતિ હોય તેને શ્રી મહાપ્રભુજીના શરણે રહી આપશ્રીના ચરણકમળમાં આશ્રીત રહેવું. આપણે શ્રી મહાપ્રભુજીના દાસ છીએ આપણા માથે શ્રી પ્રભુ પધરાવ્યા છે ભલી રીતે સેવા કરવાથી જ આપણુ સર્વે પ્રકારનું સિધ્ધ થાય છે. શ્રી હરિરાયચરણ આજ્ઞા કરે છે કે સેવ્ય પ્રભુ આપણા સ્વામી છે, સદ્ ગુણનિધાન છે.

શ્રી મહાપ્રભુજીએ ષોડશ ગ્રંથોમાં જે આજ્ઞા કરે છે તેનુજ સવિસ્તાર આ એકતાલીસ શિક્ષાપત્રોમાં શ્રી હરિરાયજી મહાપ્રભુજી વર્ણન કર્યું છે. સેવ્ય પ્રભુ આપણા સ્વામી છે. દયારામભાઇ સમજાવે છે કે "સેવો શ્રી કૃષ્ણ કૃપાળુ"

## <u>ઉપસંહાર</u>

શ્રી ગોપીનાથજી આ શિક્ષાપત્રોની ટીકાના અંતમાં કહે છે કે સેવક હરજીવનદાસને  ધન્ય છે તેમને મારા ઉપર આવી પડેલા લૌકિક દુઃખની નીવૃત્તિ માટે માર્ગદર્શન કરી તેમના હ્રદયમાં બિરાજેલા શ્રી હરિરાયજીચરણે આવી મારું દુઃખ નિવૃત્ત કર્યું. પછી કહે છે કે આ જે વિસ્મરણ કરવામાં આવ્યું તે રજુ કરેલ છે આ મારી કૃતિ ન સમજશો. શ્રી હરિરાયજીની કૃતિ માનજો. શ્રી હરિરાયજીચરણના હ્રદયમાં બિરાજમાન શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાઈજી દ્વારા પ્રગટ થઈ છે.

આ શિક્ષાપત્રો ઉપર જે છેલ્લા બે વર્ષથી રજુ કરેલ છે તે મારા વાચનમાં આવતાં જે સમજમાં આવ્યું તેજ બૃહત્ શિક્ષાપત્રો અને બીજા શિક્ષાપત્રોની કથાઓમાં  સાભળેલા શબ્દનોજ ઉપયોગ કરવામાં આવ્યો છે. આતો ફકત મારા વતનમાં ભાનુક્ષેત્ર બેઠકમાં બિરાજમાન શ્રી હરિરાયજી મહાપ્રભુજી એ પ્રેરણા કરીને મારી અશુધ્ધ તળપદી ભાષાના શબ્દોમાં રજુ કરેલ છે. આ સર્વે પ્રેરણા માટે મારા વડીલોએ આપેલા સંસ્કારનો ઋણી છું. સહ સમર્પિત મારા માતાપિતાના ચરણકમળમાં વંદન કરી તેઓની કાનીથી શ્રી હરિરાયજીચરણમાં સમર્પિત કરૂ છું.

હેમેન્દ્ર અને ઇન્દીરા શાહ ના પરીવાર તરફથી સૌ સ્નેહીજનોને ભગવદ્ સ્મરણ.

Charlotte NC (USA)

Phone # 704-258-5524